બિહુ ઉપવાસે પારણું એ, આપણુપે વિહરંત તો,
ગોયમ સંયમ જગ સયલ, જયજયકાર કરંત તો. ૨૬

## વસ્તુ

ઇંદભૂઇઅ, ઇંદભૂઇઅ, ચડિઅ બહુમાને, હુંકારો કરી કંપતો.
સમોસરણે પહોતો તુરત, અહ સંસા સામી સવે,
ચરમનાહ ફેડે ફુરંત, બોધિ બીજ સંજાય મને, ગોયમ ભત્રહ વિરત્ત
દિક્ખ લઇ સિક્ખા સહિઅ, ગણહર પય સંપત્ત. ૨૭

## ભાષા (ઢાળ ચોથી)

આજ હુઓ સુવિહાણુ, આજ પચેલિમ પુણ્ય ભરો,
દીઠા ગોયમ સામિ, જો નિઅ નયણે અમિય ભરો, ૨૮
(સિરિ ગોયમ ગણધાર, પંચસયાં મુનિ પરિવરિય;
ભૂમિય કરય વિહાર, ભવિયણને પડિબોહ કરે.)
સમવસરણ મઝાર, જે જે સંશય ઉપજે એ,
તે તે પર ઉપકાર. કારણે પૂછે મુનિપવરો. ૨૯
જિહાં જિહાં દીજે દીખ, તિહાં તિહાં કેવળ ઉપજે એ;
આપ કન્હે અણહુંત, ગોયમ દીજે દાન ઇમ. ૩૦
ગુરૂ ઉપરિ ગુરૂ ભત્તિ, સામી ગોયમ ઉપનીય,
એણિ છળ કેવળનાણ, રાગજ રાખે રંગ ભરે. ૩૧
જો અષ્ટાપદ શૈલ, વંદે ચડી ચઉવીસ જિણ,
આતમલબ્ધિવસેણ, ચરમસરીરી સોય મુનિ. ૩૨
ઇય દેસણ નિસુણેવિ, ગોયમ ગણહર સંચલિય,
તાપસ પન્નર સએણ, તો મુનિ દીઠો આવતો એ. ૩૩

તપ સોસિય નિય અંગ, અમ્હ સગતિ નવિ ઉપજે એ,
કિમ ચઢસે દૃઢ કાય, ગજ જિમ દિસે ગાજતો એ ૩૪

ગિરૂઓ એણે અભિમાન, તાપસ જો મન ચિંતવે એ,
તો મુની ચડીઓ વેગ, આલંબવિ દિનકર કિરણ ૩૫

કંચણ મણિ નિપ્પન્ન, દંડ કલસ ધજ વડ સહિઅ
પેખવિ પરમાનંદ, જિણહર ભરહેસર મહિઅ ૩૬

નિય નિય કાય પ્રમાણ, ચઉદીસિ સંઠીઅ જિણહ બિંબ,
પણમવિ મન ઉલ્લાસ, ગોયમ ગણહર તિહાં વસીઅ ૩૭

વયર સામીનો જીવ, તિર્યગ્જૃંભક દેવ તિહાં,
પ્રતિબોધે પુંડરિક કંડરીક અધ્યયન ભણી ૩૮

વળતા ગોયમ સામી, સવિ તાપસ પ્રતિબોધ કરે,
લેઇ આપણે સાથ, ચાલે જિમ જુથાધિપતિ ૩૯

ખીર ખાંડ ધૃત આણી, અમિઅ વૂઠ અંગુઠ ઠવે,
ગોયમ એકણ પાત્ર, કરાવે પારણું સવિ ૪૦

પંચસયા શુભ ભાવ, ઉજ્જળ ભરિયો ખીરમિસે,
સાચા ગુરુ સંયોગે, કવળ તે કેવળ રૂપ હુઓ ૪૧

પંચસયા જિણ નાહ, સમવસરણે પ્રાકારત્રય,
પેખવિ કેવળ નાણ, ઉપન્નૂ ઉજ્જોય કરે ૪૨

જાણે જિણવિ પીયૂષ, ગાજતિ ઘણ મેઘ જિમ,
જિણવાણી નિસુણેવિ, નાણી હુઆ પંચસયા ૪૩

### વસ્તુ છંદ.

ઇણે અનુક્રમે, ઇણે અનુક્રમે, નાણ સંપન્ન, પન્નરહસયપરિવરિય,
હરિઅ દુરિઅ, જિણનાહ વંદઇ, જાણેવિ જગગુરૂ વયણ,

તીહનાણુ અપ્પાણુ નિંદઇ, ચરમ જિણેસર તવ ભણે;
ગોયમ કરિસ મ ખેઉ, છેહ જઇ આપણે સહી, હોસ્યું તુલ્લા બેઉ.૪૪

## ભાષા (ઢાળ પાંચમી)

સામીઓ એ વીર જિણંદ, પુનિમચંદ જીમ ઉલ્લસિય,
વિહરિઓ એ ભરહવાસંમિ, વરસ બહોત્તર સંવસિઅ;
ઠવતો એ કણય પઉમેસુ, પાયકમળ સંઘહિ સહિય,
આવિઓ એ નયણાનંદ, નયર પાવાપુરી સુરમહિય. ૪૫

પેષીઓ એ ગોયમસામિ, દેવસમ્મા પ્રતિબોહ કરે,
આપણો એ ત્રિશલાદેવી, નંદન પહોતો પરમપએ,
વળતાં એ દેવ આકાસ, પેખવિ જાણ્યો જિણ સમે એ,
તો મુનિ એ મને વિષવાદ, નાદ ભેદ જિમ ઉપનો એ. ૪૬

કુણ સમે એ સામિય દેખી, આપ કન્હે હું ટાળિઓ એ,
જાણંતો એ તિહુઅણ નાહ, લોક વિવહાર ન પાલિઓ એ;
અતિ ભલું એ કીધલું સામી, જાણ્યું કેવલ માગશે એ,
ચિંતવ્યું એ બાળક જેમ, અહવા કેડે લાગશે એ. ૪૭

હું કિમ એ વીરજિણંદ, ભગતે ભોળો ભોળવ્યો એ,
આપણો એ અવિહડ નેહ, નાહ ન સંપે સાચવ્યો એ;
સાચો એ વિતરાગ, નેહ ન જેણે લાલિઓ એ,
તિણસમે એ ગોયમ ચિત્ત, રાગ વિરાગે વાળિઓ એ. ૪૮

આવતુ એ જે ઉલટ, રહેતું રાગે સાહિયું એ,
કેવળ એ નાણ ઉપ્પન્ન, ગોયમ સહેજે ઉમાહિયું એ,
ત્રિભુવને એ જય જયકાર, કેવળિ મહિમા સુર કરે એ,
ગણધરૂ એ કરે વખાણ, ભવિયણ ભવ જિમ નિસ્તરે એ. ૪૯

## વસ્તુ

પઢમ ગણુહર પઢમ,ગણુહર, વરિસ પચાસ ગિહવાસે સ વસિઅ,
તીસ વરિસ સંજમ વિભૂસિઅ, સિરિ કેવળ નાણુ પુણ,
બાર વરસ્ર તિહુઅણુ નમસિંઅ, રાજગ્રહી નગરી ઠવ્યો,
બાણુ વયવરિસાઉ સામી ગોયમ ગુણુ નીલો હોસ્યે શિવપુર ઠાઉ ૫૦

## ભાષા ( ઢાળ છઠ્ઠી )

જિમ સહકારે કોયલ ટહુકે, જિમ કુસુમહવને પરિમળ બહેકે,
જિમ ચંદન સુગંધનિધિ, ૫૧
જિમગંગાજળ લહેરે લહકે જિમ કણુયાચળ તેજે ઝળકે,
તિમ ગોયમ સોભાગનિધિ ૫૨
જિમ માન સરોવર નિવસે હંસા, જિમ સુરતરૂવર કણુયવતંસા,
જિમ મહુયર રાજીવ વને ૫૩
જિમ રયણાયર રયણે વિલસે, જિમ અંબર તારાગણુ વિકસે,
તિમ ગોયમ ગુણુ કેલિ વને ૫૪
પુનિમ દિન (નિશિ) જિમ સસહર સોહે, સુરતરુ મહિમા
જિમ જગ મોહે, પૂરવ દિસે જિમ સહસકરો ૫૫
પંચાનન જિમ ગિરિવર રાજે, નરવઇ ઘરે જિમ મયગલ ગાજે,
તિમ જિનશાસન મુનિપ્રવરો ૫૬
જિમ સુરતરુવર સોહે સાખા, જિમ ઉત્તમ મુખે મધુરી ભાષા,
જિમ વન કેતકી મહમહે એ ૫૭
જિમભૂમિપતિ ભૂયબળ ચમકે, જિમ જિણુમંદિર ઘંટા રણુકે,
તિમ ગોયમ લબ્ધે ગહગહેએ ૫૮
ચિંતામણિ કર ચઢિયુ આજ, સુરતરૂ સારે વંછિત કાજ
કામકુંભ સવિ વસ હુઆ એ ૫૯

કામગવી પૂરે મન કામી, અષ્ટ મહાસિદ્ધિ આવે ધામી,
સામી ગોયમ અણુસરો એ. ૬૦
પ્રણવાક્ષર પહેલો પભણીજે, માયા બીજ શ્રવણ નિસુણીજે,
શ્રીમુખે(શ્રીમતિ) શોભા સંભવે એ. ૬૧
દેવહ ધુરિ અરિહંત નમીજે વિનય પહુ ઉવજ્ઝાય થુણીજે,
ઇણે મંત્રે ગોયમ નમો એ. ૬૨
પરઘર વસતાં કાંઇ કરીજે, દેશ દેશાંતર કાંઇ ભમીજે,
કવણ કાજ આયાસ કરો. ૬૩
પ્રહ ઉઠી ગોયમ સમરીજે, કાજ સમગ્ગહ તતખિણ સીઝે,
નવનિધિ વિલસે તાસ ઘરે ૬૪
ચઉદહસે બારોત્તર વરસે, ગોયમ ગણધર કેવળ દીવસે,
(ખંભ નયર પ્રભુ પાસ પસાએ), કીયો કવિત ઉપગાર પરો. ૬૫
આદિ મંગળ એહ ભણીજે, પરવ મહોત્સવ પહિલો દીજે,
ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો. ૬૬
ધન્ય માતા જેણે ઉદરે ધરીયા, ધન્ય પિતા જિણ કુળે અવતરિયા,
ધન્ય સદ્ગુરુ જિણે દીક્ખિયા એ. ૬૭
વિનયવંત વિદ્યાભંડાર, જસ ગુણ પહુવી ન લબ્ભે પાર,
રિદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો, (વડ જિમ શાખા વિસ્તરોએ) ૬૮
ગૌતમસ્વામિનો રાસ ભણીજે, ચઉવિહ સંઘ રલિયાયત કીજે,
સયળસંઘ આણંદ કરો. ૬૯
કુંકુમ ચંદન છડો દેવરાવો, માણેક મોતીના ચોક પુરાવો,
રયણ સિંહાસન બેસણું એ. ૭૦
તિહાં બેસી ગુરૂ દેશના દેસે, ભવિક જીવનાં કારજ સરસે,
ઉદયવંત મુનિ એમ ભણે એ. ૭૧

ગૌતમસ્વામી તણો એ રાસ, ભણતા સુણતા લીલવિલાસ,
સાસય સુખ નિધિ સંપજે એ ૭૨

એહ રાસ જે ભણે ભણાવે, વર મયગળ લચ્છી ઘર આવે,
મન વંછિત આશા ફલે એ ૭૩

મંત્ર ૐ હ્રીં અરિહંત ઉવજ્ઝાય ગૌતમ સ્વામિને નમ
વિધિ–( પ્રભાતે શુદ્ધતાથી એક માલા ગણવી )

## એકાદશ ગણધરનુ પ્રભાતીયુ.

[ ચાલોને પ્રીતમજી પ્યારા શેત્રુંજે જઈએ એ દેશી ]
પ્રભાતે ઉઠીને ભવિકા ગણધર વંદો ॥ ગણધર વંદોરે ભવિકા
ગણધર વંદો પ્રભાતે૦

ઇંદ્રભૂતિ નામે પહેલા ગણધર, જીવનો સંદેહ,
અગ્નિભૂતિને કર્મનો સંદેહ, નમિયે ગુણગેહ પ્રભાતે૦ ૧

જીવ શરીર બે એકજ માને, વાયુભૂતિ નામે,
ગૌતમગોત્ર સહોદર ત્રણે, પ્રણમો પુન્યકામે પ્રભાતે૦ ૨

ચોથાગણધર વ્યક્તજી વંદો, સર્વ શૂન્ય માને,
આ ભવ પરભવ સરખો થાપે, સુધર્મા અભિધાને પ્રભાતે૦ ૩

મંડિતગણપતિ હૃદયધારે જિનના, બંધ મોક્ષ ટાલે,
મૌર્યપુત્રને દેવનો સંદેહ, હૈયામાં માલે પ્રભાતે૦ ૪

નારકી જગમાં નજર ન આવે, અકંપિત એમ બોલે,
અચલભ્રાતજી પુન્યપાપ દો, સંશયમાં ડોલે પ્રભાતે૦ ૫

મેતાર્યને પરભવ શંકા, ગણપતિ પ્રભાસ,
મોક્ષ ઘટે નહિ યુક્તિ કરતા, આવ્યા પ્રભુ પાસ પ્રભાતે૦ ૬

સંદેહ ભાગી યુક્તિ દેખાડે, જિનવર મહાવીર,
કેવળનાણી પ્રભુને વંદી, બુઝ્યા મહાધીર. પ્રભાતે૦ ૭

ચૌઆલીશસેં બ્રાહ્મણ સાથે, લેઇ શ્રમણ દીક્ષા;
પામે એકાદશ પ્રભુ પાસે, ત્રિપદીની શિક્ષા પ્રભાતે૦ ૮

દ્વાદશાંગી રચે સઘલા ગણધર. કરે જિનવર સેવા;
ઉત્તમ ગુરૂપદપદ્મ નમતાં; લહીયે શિવ મેવા. પ્રભાતે૦ ૯

## શ્રી ભગવાન પાર્શ્વનાથનો મંત્ર.

ઓજિતું ઓજિતું ઓજિતું ઉપશમધરી. ૐ હ્રીં પાર્શ્વ અક્ષર જપંતે;
ભૂતને પ્રેત જોતીંગ વ્યંતર સુરા, ઉપશમે વાર એકવીસ ગુણંતે. ૧

દુષ્ટ ગ્રહ રોગ શોક જરા જંતુને, તાવ એકાંતરો દિનતપંતે;
ગર્ભ બંધન વારણ, સર્પ વીંછી વિષ,
બાલિકા બાલની વ્યાધિ હંતિ ૐ. ૨

શાયણિ ડાયણિ રોહિણિ રાંધણિ, ફોટિકા મોટિકા દુષ્ટ હંતે,
દાઢ ઉંદર તણી કોલ નોલા તણી, શ્વાનશિયાલ વિકરાલ દંતિ. ૩

ધરણ પદ્માવતી, સમરી શોભાવતી, વાત અઘાટ અટવી અટંતે
લક્ષ્મી લુંદ્દો મળે;
સુજસ વેલા વલે, સયલ આશા ફલે મન હસતે. ૪

અષ્ટ મહાભય હરે, કાનપીડા ટલે, ઉતરે શુલશીશક ભણંતે,
વદતિ વર પ્રીત શ્યું પ્રિતિવિમલપ્રભો, પાર્શ્વજિનનામ અભિરામ
મંતે. ૐ ૫

**ઇતિ શ્રી ગોડી પાર્શ્વનાથ સ્તવન સંપુર્ણ**

## શ્રી નેમનાથનુ સ્તવન

નેમજી કાગળ મોકલે, નીશદીન રાજૂલ હાથ,
હવે અમે સજમ લેઇશુ, તમે ચાલો અમારી સાથ નેο ૧
અમે છીએ ગઢ ગીરનારમા, સુદર સહસા રે વન,
તીહા તમે વેલા પધારજો, જો હોય સજમનુ મન નેο ૨
કહેશે અમને કહ્યુ નહી, આઠે ભવની હો પ્રીત,
વળતુ વાલમ વાલમા, એ છે ઊતમ ગીત નેο ૩
લેખ વાચીને રાજીમતી, ચઢીયા ગઢ ગિરનાર,
સ્વામિ હાથે સજમ લીધો, પાળે પચ આચાર નેο ૪
ધન્ય રાજૂલ ધન્ય નેમજી, ધન્ય ધન્ય બેહુની પ્રીત,
સજમ પાળી મુક્તિ ગયા, રૂપ વદે નિશદીશ નેο ૫

## મહાવીર સ્વામિનુ સ્તવન

ઓ અર્હં મહાવીર જીનેશ્વર જાપ જપૂ દીન રાત રે,
પ્રભુવિણુ બીજુ કાઈ ન ઇચ્છુ, માતપિતા તુ ભ્રાત રે ઓ ૧
પરાપશ્ય તિ મધ્યમા વૈખરી, જાપે ટળે બહુ પાપ રે,
રાગદ્વેષ ન પાસે આવે, જાપ જપતા અમાપ રે ઓ ૨
જ્યા ત્યા અતર બાહિર ધાર, ત્રાટક તૂજ ઉપયોગ રે,
જીભ ન હાલે માનસ જાપે, પ્રગટે આનદ ભોગ રે ઓ ૩
જડ ચેતન બહુ વિશ્વમા પ્રભુ, સતા ધારણા યોગ રે,
આતમ મહાવીર સત્તા પ્રગટે, થાતો કર્મ વિયોગ રે ઓ ૪
પ્રભૂ તૂજ જાપના ધૂપથી નાસે દુર્બુદ્ધિ દુર્ગધ રે,
ક્ષપુ ક્ષપુ આતમ શુદ્ધિ વૃદ્ધિ, આતમ થાય અબધ રે ઓ ૫
પ્રભૂ જાપે પ્રભુ ઘટમા પ્રકાશ્યા, પ્રગટી સુખની ખુમારી રે,
બુદ્ધિસાગર મહાવીર લગની, પ્રગટી ન ઉતરે ઊતારી રે ઓ ૬

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન

કાશીનગરના વાસીરે ત્રેવીસમો જીનરાય, માતા વામાદેવી જાયા;
અશ્વસેન રાજાકુલ આ યા વર્ણ, શ્યામ તુમ કાયા રે. ત્રેવીસ૦ ૧
તૂમે નાગને બળતો ઉગારી, નવકાર સુણાવ્યો;
ભારી મોક્ષની બતાવી બારી રે. ત્રેવીસ૦ ૨
છો આપ દયાળુ દેવા, અમે કરીએ તુમારી સેવા;
આપોને શિવ પૂર મેવા રે. ત્રેવીસ૦ ૩
કમઠે ઉપસર્ગો કીધા તો સહન પ્રભૂજીએ કરી લીધા;
પ્રભૂ પોતે મોક્ષ સીધ્યા રે. ત્રેવીસ૦ ૪
જ્ઞાન દર્શન ચક્ષુ આપો, મુજ કઠિણ કરમ પ્રભૂ કાપો;
બુદ્ધિસાગર વીર સ્થાપો રે ત્રેવીસ૦ ૫

## આદીશ્વર જીન સ્તવન

નાભિ નરીંદના નંદન વંદીએ રે, તીસલા (મારૂદેવા) માત મલ્હાર;
જસ નહિ લંછન લંછન ગોપનું રે, મેલો મોહ વિકાર,
કેવળ કમળા વિમળા તું વર્યો રે. ૧
હરિહર બ્રહ્મ પૂરંદર જ્ઞાનથી રે, જ્ઞાન અનંતૂ જીનવર રાય;
જગ લોચનથી અધકિ પ્રભા નહી રે, જેમ રૂણ તારાનો
સમુદાય. કેવળ૦ ૨
ધર્મ બતાયા માયા પરિહરી રે, ભવ દાવાનળ ઉપસમ નીર;
રોગ હરાયા કાયા ધનૂષની રે. પંચસયા સુવર્ણ શરીર. કેવળ૦ ૩
શિવ સુખ ભોગી, શીવ તે આપશે રે; દાસ તણી અર દાસ મનાય;
મોટા મૌન થઈ જો રહે રે, તો કેમ સેવક કારજ થાય. કેવળ૦ ૪
પંકજ જલબિંદુ જેમ વિસ્તરે રે, ઉપમા મોતીની મહારાજ;
સજ્જન સંગે શિવ સુખ પામીએરે, કહે શુભ સેવક દો-
શીવરાજ. કેવળ૦ ૫

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન

પ્રભુ વામાનંદન કુમાર નયને દીઠા રે,
આ અમૃતથી મહારાજ અતિશય મીઠા રે,
આ પૂરવ પૂન્ય પસાય પ્રભુજી ભેટયા રે,
આ મિથ્યા મનના ફંદ સર્વ મેટયા રે ૧
ગિરૂઆ ગુણ ભંડાર કરૂણા કીજે રે,
આ મુકી મનનિ ભાત દર્શન દીજે રે;
લટપટ ના વેદાય કહુ કરજોડી રે,
પસગી પૂરણ પ્રીત જાય નવિ છોડી રે ૨
આ રાત દીવસ ભગવાનચરણે રહીએ રે,
આપો વંછિત દાન ઘણુ શુ કહીએ રે;
ખોટ નથી મહારાજ ખજાનામાહીરે,
આ દીલ ખોલીને દેતા શુ જાયે રે ૩
નિરાગી જગનાથ કેમ કહાવો રે,
આ જગજીવન આધાર બિરૂદ ધરાવો રે,
બાહ્ય ગહ્યાની લાજ કરૂણા કીજે રે,
આ સંગે અરદાસ નીવાહી લીજે રે ૪
હુ સેવક મહારાજ તુ પ્રભુ મહારો રે,
નેહ ધરીને નાથ નજરે નિહાળોરે,
એક અમર વિમાને જાય પ્રભુ તુમ નામે રે,
પ્રભુ પતિત ઊદ્ધારણહાર ઠવે શિવ ઠામે રે ૫
આ કરૂણાવંત ભગવાન ભવ્યને તારો રે,
આ ભવ દુખભંજનહાર પાર ઉતારો રે,
આ સકલ દેવ શિરતાજ મુગટને તોલે રે,
આ પારસ જીન પસાય પદ્મ એમ બોલે રે ૬

## શ્રી આદીશ્વર ભગવાનનું સ્તવન

સુખના સિંધુ રે સખી મારે ઉલટયારે, દુખના તે દરિયા નાઠા જાયેં દુર,
પૂન્ય અંકુરા હોજી મારે પ્રગટીયા રે, મેં તો ભેટયો શત્રુંજય-ગિરિરાય. સુખ૦૧
પૂર્વ નવાણું વાર સમોસર્યારે, ધન્ય ધન્ય રાયણકે રૂરે રૂખ,
પ્રેમે પૂજો પગલાં પ્રભુજી તણા રે ભવો ભવ કેરાં રે જાય દુઃખ. સુખ૦ ૨
નયણે નિરખ્યો નાભી નરેન્દ્રનોરે, આંખલડી તે જોઇએ રે કમળની પાંખડી રે,
મુખડું તે જોયું પુનમ કેરો ચંદ. સુખ૦ ૩
સુરનર મુનિવર મોટા રાજવી રે, વળી વિદ્યાધર કેરાંરે વંદ,
જાવો ભવ કેરા રે તાપ શમાવવારે, મુખડું તે જાણે શરદ કેરાં ચંદ. સુખ૦ ૪
ધન્ય ધન્ય રાજા રે શ્રી ઋષભ જીનેશ્વરૂરે, ધન્ય ધન્ય શત્રુંજય ગિરિરાય,
રૂપની કિર્તિરે ચરણ પસાઉલેરે, એમ સાધુ માણેક ગુણ ગાય સુખ૦૫

## અથ શ્રી ચિંતામણી પાર્શ્વનાથનો છંદ.

### ( દોહા )

કલ્પવેલ ચિંતામણિ, કામધેનુ ગુણ ખાણ;
અલખ અગોચર અગમ ગતિ, ચિદાનંદ ભગવાન. ૧
પરમ જ્યોતિ પરમાતમા, નિરાકાર કિરતાર;
નિર્ભય રૂપ જ્યોતિસરૂ, પૂરણ બ્રહ્મ અપાર. ૨
અવિનાશી તું એક છે, ચિંતામણિ શ્રીપાસ;
અરજ કરૂં કરજોડકે, પૂરો વંછિત આશ. ૩

મન ચિંતિત આશા ફળે, સકળ સિદ્ધવે કામ,
ચિંતામણિકો જાપ જપ, ચિંતાહાર એ નામ ૪
તુમ સમ મેરેકો નહી, ચિંતામણિ ભગવાન,
ચેનનકી એહ વિનતિ, દીજે અનુભવ જ્ઞાન ૫

## ( ચોપાઇ. )

પ્રાણુત દેવલોકથી આચે, જન્મ વાણારશી નગરી પાચે,
અશ્વસેન કુળ મંડન સ્વામિ, ત્રિહુ જગકે પ્રભુ અંતરજામી ૬
વામાદેવી માતાકે જાયે, લછન નાગ ફણી મણિ પાયે,
શુભ કાયા નવ હાથ વખાણો, નીલ વરણ તનુ નિર્મળ જાણો ૭
નાનવ જક્ષ સેવે પ્રભુ પાય, પદ્માવતી દેવી સુખદાય,
ઇંદ્ર ચંદ્ર પારસ ગુણ ગાવે કલ્પવૃક્ષ ચિંતામણિ પાવે ૮
નિત સમરો ચિંતામણિ સ્વામી, આશાપૂરે અંતરજામી,
ધન ધન પારસ પુરિસાદાણી, તુમ સમ જગમે કો નહી નાણી ૯
તુમારો નામ સદા સુખકારી, સુખ ઉપજે દુ ખ જાય વિસારી,
ચેતનકો મન તુમારે પાસ, મનવંછિત પૂરો પ્રભુ આશ ૧૦

## ( દોહો )

ઓ ભગવત ચિંતામણિ, પાર્શ્વ પ્રભુ જિનરાય,
નમો નમો તુમ નામસે, રોગ સોગ મીટ જાય ૧૧
વાત પિત્ત દુરે ટળે કફ નહી આવે પાસ,
ચિંતામણિ કે નામસે મીટે શ્વાસ ઓર કાસ ૧૨
પ્રથમ દુસરો તીસરો, તાવ ચોથીયો જાય,
શુળ બહોતેર દૂર રહે, દાદ ખાજ ન રહાય ૧૩
વિસ્ફોટક ગડ ગુમડા, કોઢ અઢારે દૂર,
નેત્ર રોગ સબ પરિહરે, કંઠમાળ ચકચૂર, ૧૪

ચિંતામણિકે જાપસેં, રોગ સોગ મીટ જાય;
ચેતન પાર્શ્વ નામ કો, સમરો મન ચિત્ત લાય ૧૫

(ચોપાઇ)

મન શુધ્ધે સમરો ભગવાન, ભય ભંજન ચિંતામણિ ધ્યાન;
ભૂત પ્રેત ભય જાવે દુર, જાપ જપે સુખ સંપત્તિ પૂર. ૧૬
ડાકણ સાકણ વ્યંતર દેવ, ભય નહીં લાગે પારસ સેવ;
જળચર થળચર ઉરચર જીવ, ઇનકો ભય નહીં સમરો પીવ ૧૭
વાઘ સિંહકો ભય નહીં હોય, સર્પ ગોહ આવે નહીં કોય,
વાટઘાટમેં રક્ષા કરે, ચિંતામણિ ચિંતા સબ હરે ૧૮
ટાંણાં ટામણ જાદુ કરે, તુમારો નામ લેતાં સબ ડરે;
ઠગ ફાંસીગર તસ્કર હોય, દ્વેષી દુશ્મન દુષ્ટ કોય ૧૯
ભય સબ ભાગે તુમારે નામ, મનવછિત પૂરો સબ કામ;
ભય નિવારણ પૂરે આશ, ચેતન જપ ચિંતામણિ પાસ. ૨૦

(દોહો.)

ચિંતામણિ કે નામસેં, સકળ સિદ્ધવે કામ,
રાજઋદ્ધિ રમણી મળે, સુખ સંપત્તિ બહુ દામ. ૨૧
હય ગય રથ પાયક મળે, લક્ષ્મીકો નહી પાર;
પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શિવદરબાર. ૨૨
ચેતન ચિંતા હરણકો, જાપ જપે તીન કાળ;
કર આંબિલ ષટ માસકો, ઉપજે મંગળ માળ. ૨૩
પારસ નામ પ્રભાવથી, વાધે બળ બહુ જ્ઞાન;
મનવંછિત સુખ ઉપજે, નીત સમરો ભગવાન. ૨૪

સવત અઢારા ઉપરે, સાડત્રીશકો પરિમાણ,
પોષ શુકલ દીન પચમી, વાર શનીશ્વર જાણુ ૨૫
પઢે ગુણે જો ભાવશુ, સુણે સદા ચિત્ત લાય,
ચેતન સપત્તિ બહુ મળે, સમરો મન વચ કાય ૨૬

## અથ શ્રી પીસ્તાલીસ આગમનુ સ્તવન.

(ભવિ તુમે વદો રે, સુરીશ્વર ગચ્છરાયા એ દેશી)

ભવિ તુમે વદો રે, એ આગમ સુખાકારી,
પાપ નિકદોરે, પ્રભુવાણી દિલ ધારી, એ આકણી
શાસન નાયક વીરજિણેસર, આસન જે ઉપગારી,
પ્રભુ મુખ ત્રિપદી પામી ગણધર, ગૌતમની બલિહારી, ભવિ૦ ૧
પ્રથમ અગ શ્રી આચારાગે, મુનિઆચાર વખાણ્યો,
સહસ અઢાર તે પદની સખ્યા, ઠાણુ બમણા સહુ જાણો, ભવિ૦ ૨
સુયગડાગ ઠાણાગ ને સમવાયાગ, પંચમો ભગવતી અગ,
લાખ બિહુને સહસ અઠયાસી, પદ રૂડા અતિ ચગ, ભવિ૦ ૩
જ્ઞાતાધર્મકથા અગ છઠ્ઠુ, કથા અડ કોડ તે જાણો,
પચમ આરે દુષમ કાલે, કથા ઓગણીસ વખાણો ભવિ૦ ૫
ઉપાસક તે સાતમો જાણો, દશ શ્રાવક અધિકાર,
તે સાભલતા કુમતિ બુઝયા, જિન પડિમા જયકાર ભવિ૦ ૫
અતગડ દશાગને અનુત્તર ઉવાઇ, પ્રશ્નવ્યાકરણ વખાણો,
શુભ અશુભ ફલ કર્મ વિપાક એ, અગ અગ્યાર પ્રમાણો, ભવિ૦ ૬
ઉવાઈ ઉપાગને રાયપસેણી, જીવાભિગમ મન આણો,
પન્નવણા ને જબૂપન્નત્તિ ચદપન્નત્તિ એમ જાણો ભવિ૦ ૭
સૂર્યપન્નત્તિ નિરયાવલી તિમ, કપ્પિયા કપ્પવૃત્તિક,
બાર ઉપાગ એણીપરે બોલ્યા, પુપ્ફિયા પુપ્ફવતિક ૮

ચઉસરણપયન્નો પહેલો, આઉરપચ્ચખાણ તે બીજો,
મહા પચ્ચખાણને ભત્તપરિજ્ઞા, તંદૂલવિયાલિ મન રીઠો. ભવિ૦૯.
ચંદાવિજયને ગણિવિજઝા તિમ, મરણસમાધિ વખાણો,
સંથારા પયન્નો નવમો ગચ્છાચાર દસ જાણો, ભવિ૦ ૧૦.
દશવૈકાલિક મૂલ સૂત્ર એ આવશ્યક ઓઘનિર્યુક્તિ;
ઉત્તરાધ્યયન તે ચોથો જાણો, શ્રી વીરપ્રભુની ઉક્તિ. ભવિ૦ ૧૧.
નિશિથ છેદ તે પહેલો જાણો, બૃહત્કલ્પ વ્યવહાર,
પંચકલ્પ ને જીતકલ્પ તિમ, મહાનિશિથ મનોહર. ભવિ૦ ૧૨.
નંદી અનુયોગ આગમ પિસ્તાલીસ, સંપ્રતિ કાલે જાણો,
જીન ઉત્તમ પદ રૂપ નિહાલી, શિવલક્ષ્મી ઘર આણો;
ભવિ તુમે વંદોરે, એ આગમ સુખકારી ઇતિ૦ ૧૩

## અથ શ્રી ચિંતામણી પાર્શ્વનાથનો છંદ.

કલ્પવેલ ચિંતામણિ, કામધેનુ ગુણખાણ;
અલખ અગોચર અગમ ગતિ, ચિદાનંદ ભગવાન. ૧
પરમ જ્યોતિ પરમાત્મા, નિરાકાર કિરતાર;
નિર્ભય રૂપ જ્યોતિસરૂ, પૂરણ બ્રહ્મ અપાર. ૨
અવિનાશી તું એક છે, ચિંતામણિ શ્રી પાસ;
અરજ કરૂં કરજોડકે, પુરો વંછિત આશ. ૩
મન ચિંતિત આશા ફળે, સકળ સિદ્ધવે કામ;
ચિંતામણિકો જાપ જપ, ચિંતાહર એ નામ. ૪
તુમ સમ મેરે કો નહિ, ચિંતામણિ ભગવાન;
ચેતનકી એહ વિનતિ, દીજે અનુભવ જ્ઞાન. ૫

## ( ચોપાઇ. )

આણુત દેવલોકથી આયે, જન્મ વાણારસી નગરી પાયે,
અશ્વસેન કુળ મ ડન સ્વામી, ત્રીહુ જગકે પ્રભુ અ તરજામી ૬
વામાદેવી માતાકે જાયે, લછન નાગ ફણી મણી પાયે,
શુભ કાયા નવ હાથ વખાણો, નીલ વરણ તનુ નિર્મળ જાણો ૭
માનવ જક્ષ એવે પ્રભુ પાય, પદ્માવતી દેવી સુખદાય,
ઇંદ્ર ચ દ્ર પારસ ગુણ ગાવે, કલ્પવૃક્ષ ચિંતામણિ પાવે ૮
નિત સમરો ચિંતામણિ સ્વામી, આશા પૂરે અ તરજામી,
ધન ધન પારસ પુરિસાદાણી, તુમ સમ જગમે કો નહી નાણી ૯
તુમારો નામ સદા સુખકારી, સુખ ઉપજે દુ ખ જાય બીમારી,
ચેતનકો મન તુમારે પાસ, મનવ છિત પૂરો પ્રભુ આશ ૧૦

## ( દુહા )

એ ભગવ ત ચિંતામણિ, પાર્શ્વ પ્રભુ જિનરાય,
નમો નમો તુમ નામસે, રોગ સોગ મીટ જાય, ૧૧
વાત પિત્ત દુરે ટળે, કફ નહી આવે પાસ,
ચિંતામણિ કે નામસે, મીટે શ્વાસ ઓર કાસ ૧૨
પ્રથમ દુસરો તીસરો, તાવ ચોથીયો જાય,
શુળ બહોતેર દુર રહે, દાઢ ખાજ ન રહાય ૧૩
વિસ્ફોટક ગડ ગુ બડા, કોઢ અઢારે દુર,
નેત્ર રોગ સબ પરિહરે, ક ઠમાળ ચકચૂર ૧૪
ચિંતામણિકે જાપસે, રોગ સોગ મીટ જાય,
ચેતન પાર્શ્વ નામ કો, સમરો મન ચિત્ત લાય ૧૫

## ( ચોપાઈ )

મન શુધ્ધે સમરો ભગવાન, ભય ભંજન ચિંતામણિ ધ્યાન,
ભૂત પ્રેત ભય જાવે દુર, જાપજપે સુખ સંપત્તિ પૂર. ૧૬
ડાકણ શાકણ વ્યંતર દેવ, ભય નહીં લાગે પારસ સેવ,
જળચર થળચર ઉર પર જીવ, ઇનકો ભય નહીં સમરો પીવ ૧૭
વાઘ સિંહકો ભય નહીં હોય, સર્પ ગોહ આવે નહીં કોય,
વાટ ઘાટમેં રક્ષા કરે, ચિંતામણિ ચિંતા સબ હરે. ૧૮
ટાંણાં ટામણ જાદુ કરે, તુમારો નામ લેતા સબ ડરે,
ઠગ ફાંસીગર તસ્કર હોય, દ્વેષી દુસ્મન દુષ્ટજ કોય ૧૯
ભય સબ ભાગે તુમારે નામ, મનવંછિત પૂરો સબ કામ,
ભય નિવારણ પૂરે આશ, ચેતન જપ ચિતાંમણિ પાસ. ૨૦

## ( દોહો. )

ચિંતામણિ કે નામસેં, સકળ સિદ્ધવે કામ;
રાજઋદ્ધિ રમણી મળે, સુખ સંપત્તિ બહુ દામ. ૨૧
હય ગય રથ પાયક મળે, લક્ષ્મીકો નહી પાર;
પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શિવ દરબાર. ૨૨
ચેતન ચિંતા હરણકો, જાપ જપે તીન કાળ;
કર આંબિલ ષટ માસકો, ઉપજે મંગળમાળ. ૨૩
પારસ નામ પ્રભાવથી, વાધે બળ બહું જ્ઞાન;
મનવંછિત સુખ ઉપજે, નીત સમરો ભગવાન. ૨૪
સંવત અઢારા ઉપરે, સાડત્રીશકો પરિમાણ;
પોષ શુકલ દીન પંચમી, વાર શનીશ્વર જાણ. ૨૫
પઢે ગુણે જો ભાવશું, સુણે સદા ચિત લાય;
ચેતન સંપત્તિ બહુ મળે, સમરો મન વચ કાય. ૨૬

# શ્રી નેમિનાથ પ્રભુના ઢાલીયાં

(ગુરૂ મહારાજ શહેરમા પધારિયા રે—એ રાગ)

સરસતી ચરણ નમી કરીરે, શ્રી સંખેસર રાયારે,
વાલો મારો નેમી જીણંદને ગાઈશુ રે,
અરિહંત ગુણ સંભારતારે, ભવોભવ પાતિક જાયરે—વાલો,
એતો બાવાશમો જિનરાય રે વાલો ૧
મિત્ર વચને પ્રભુ આવીયારે, આયુધ શાળા માહરે વાલો,
લીલા શંખ વજાડીયો રે, નેમિમન ઉચ્છાહરે વાલો ૨
શંખ શબ્દને સાભળી રે, ચિંતે દામોદર ધીરરે વાલો,
કુણ મુજ વયરી ઉપન્યોરે, થાવે હરિ દીલગીરરે વાલો ૩
આયુધ શાલાએ આવીઆરે, દીઠા નેમિ કુમારરે વાલો,
બળની પરીક્ષા તેણે કરીરે, હરી દુઃખ ભરી અપારરે વાલો ૪
અંબરે સુર બોલ્યા હરીરે, ન કરે ફિકર લગારરે વાલો,
અણ પરણ્યો નમિ થશેરે, શિવ સુંદરી ભરતારરે વાલો ૫
એમ સુર વાણી સાંભળીરે, હરખે મોરારિ ત્યાહરે વાલો,
તો પણ સંશય ટાલવારે, આવે અંતેઉર માહેરે, વાલો ૬
વિવાહે મનાવો નેમનેરે, કહે ગોપીને શ્યામરે, વાલો
રૂપભવિજય કહે આગળેરે, રચના રસ—અભિરામરે વાલો ૭

## ઢાળ ૨

(રાયણને સહકાર વાલા એ રાગ)

સોળે સણગાર સજીરે માહેલી, ગોપી બત્રીસ હજાર વાલા,
નેમીજીનેસર સાથે લઇ, આવે સરોવર તીર વાલા સો૦ ૧
પ્રભુને સોનાને સિંહાસન થાપી, ગોપી ચિંતે મનમાહી વાલા,
જળવી પ્રભુ અકળાશે જ્યારે, માનસે ત્યારે વિવાહ વાલા ૨

જયાં તતક્ષણુ આકાશે થઇ વાણી, સાંભળજો હરીનાર વાલા;
એક એક હજાર ને આઠે કલશે; નવરાવ્યા એક ધાર વાલા. સો૦ ૩

હરખ ધરિ જળ કેલિ કરેરે, પ્રભુને છાંટે નીર વાલા;
ફુલદડા કોઇ હૃદયે મારે, માનની મદ રસપૂર વાલા. સો૦ ૪

કામ કટાક્ષ કેઇક ઘેરે, લાલ શિવાનો નંદ વાલા;
કેસર સોવન ભરી પીચકારી, મારતી નયણાનંદ વાલા. સો૦ ૫

જલક્રીડા કરીને નીસારીયા, ટોલે મિલી સહુ નાર વાલા;
ઋષભ કહે પહેલી પટરાણી, બોલે વચણ રસાલ વાલા. સો૦ ૬

## ઢાળ ૩

( સુંદર બાઇ ચાલ્યાં સાસરીએ. એ રાગ. )

કહે રૂખમણી હરી ઠકુરાણી જો કે, નેમ દીલની જાણી જો;
કાયર છે નેમ નગીના જો કે, નારો ખરચે બીહના જો;
પ્રભુ જાદવ કુલના રાયા જો કે, લાલ શિવાના જાયા જો. ૧
નેઉર ને કાંબી વહાલી જો કે, ચુંદડી માગે વહાલી જો;
વલી માગે વસ્તુ પ્યારી જો કે, ખરચની ચિંતા ભારી જો. ૨
તુજ બાંધવ જે ગીરધારી જો કે, તેને છન્નુ હજારી જો,
રૂપે શું રંભા હારી જો કે, કામતણી અવતારી જો. ૩
હું હરિની જાઉં બલિહારી જો કે, સરખી પાલે નારી જો;
તે સહુના ખરચ ચલાવે જો કે, એક થકી શું જાવે જો ૪
પણ પરણો નારી હરખે જો કે, બાંધવ પુરૂં કરશે જો;
બહું બળીયા નામ ધરાવો જો કે, બલને આપ લજાવો જો, ૫
તું કાંઇ દીયરીઆ જાણે જો કે, સાંભરે નારી ટાણે જો;
એમ સખીઓ મલી સમજાવે જો કે, ઋષભ કવીશ્વર ગાવે જો ૬

## ઢાળ ૪

(મન મંદિરે આવો રે, ..એ રાગ)

સત્યભામા ભાખેરે કે માનીએ વાતલડી,
દીયર એક પરણો રે કે માનની પાતલડી ૧
કુણુ નારી ના વરીયા રે કે સાભળ સામળીયા,
સઘળા અબલાનેરે કે સબલા વશ પડીયા ૨
જેણે સૃષ્ટિ નીપાઇરે કે આદીશ્વર ગયા,
તે પણ પરણ્યા છે રે કે લાલ શીવાના જાયા ૩
પછી સજમ લીનો રે કે, જઈ સિદ્ધમા વસીયા,
તુ કોણ નવો જાગ્યો રે કે સિદ્ધ તણો રસીયો ૪
કુણ કુણ દલવાને રે કે જલ ભરવા જાશે,
દીયર મત રહેજો રેકે ભોજાઇના વિશ્વાસે ૫
પરણ્યા વિણ કહો કુણરે કે, પોતાની પાવે,
નિજ નારી વિના કુણરે કે સર્વ અંગે નવરાવે ૬
અલબેલા સાહેબરે કે શુ રહ્યા હઠ તાણી,
એક પદ્મણી પરણોરે કે ઋષભ તણી વાણી ૭

## ઢાળ ૫ મી

કહે જંબુવતી અલબેલી જો કે સાચુ કહીએ શામલીઆ
તુમ વશ થયા છે પહેલા જો કે, સાચુ૦
મુનિસુવ્રત જિન મહા ભાગી જો કે, સાચુ૦
રંગીલા રમણી રાગી જો કે, સાચુ૦ ૧
પ્રભુ નેમિ તો સંસારી જો કે, સાચુ૦
એક લાખ ને બાણુ હજારી જો કે, સાચુ૦

તે પણ પરણ્યા છે નારી જો કે, સાચું૦
પછી વિષય દશાને વારી જો કે, સાચું૦ ૨
તે જીનજી સંજમ રસીયા જો કે, સાચું૦
જઇ શિવ મંદિરમાં વસિયા જો કે, સાચું૦
તું મત કર છોકર વાદી જો કે, સાચું.૦
નહીં શોભે જાદવ ગાદી જો કે, સાચું૦ ૩
તને વાંઢા કહીને ગાશે જો કે, સાચું૦
પરઘર પિર્શણ કોણ દેશે જો કે, સાચું૦
પરનાર હસી બોલાવશોજી કે, સાચું૦
તબ તેના મહેણા ખાશોજી કે, સાચું૦ ૪
વલી વંશ વધારણ નારી જો કે, સાચું૦
જીહાં તુમ સરખા અવતારી જો કે, સાચું૦
એમ હરીની ગોપી બોલે જો કે, સાચું૦
વચણા રસ અમૃત તોલે જો કે, સાચું૦ ૫

## ઢાળ ૬ ઠ્ઠી

(જિમ જિમ એ ગિરિ ભેટીએ એ રાગ.)

જીમ જીમ કહીએ એહનેરે, તિમ તિમ સુંગો થાય સાહેલી,
જાદવને કહેવાપણુંરે, આપણનું શું જાય સાહેલી;
માને તો ઘણું ઇમ ભલુ રે, નહી જો કહીએ ન કાંઇ, સાહેલી.૧
જો નહીં પરણે નેમજીરે, લટકાળી એક નાર સાહેલી;
વનના ફુલ તણી પરેરે, જાશે એનો અવતાર સાહેલી. ૨
શોભા જો કરશો દેહનીરે, નારી વિના તે ફોક સાહેલી;
છેલાઇ વેશે ચાલતારે, મહેણા દેશે લોક સાહેલી. ૩

મુખ મટકે લટકે કરીરે, દેખાડશે કુણ હેજ સાહેલી,
અલબેલી વિણ એહનીરે, પાથરશે કુણ સેજ માહેલી ૪
આપણે તો કહીએ ઘણુ રે, તે તો એહને કાજ માહેલી,
પદ્માવતી જાણે માનશેરે, બાવીસમો જીનરાજ સાહેલી ૫

## ઢાળ ૭ મી

(મહીયર સફળ થયો દિન આજ, ગુરૂને દીઠડારે લોલ, એ રાગ)

ગાંધારી કહે નારી વિના કુણ લાડ લડાવશેરે લોલ,
પરણ્યા વિણ કુણ બીજી વહુવર નામ ધરાવશેરે લોલ,
ભોજાઇઓ ફરી ભાખે છે કે ઝાઝુ ન તાણીયેરે લોલ,
છેલ છબીલા મહારાજ કે અમ કહ્યુ માનીયેરે લોલ ૧
સગો પગેણો નારી વિના કોઇ નાવે બારણેરે લોલ,
સંઘ લઇ સિદ્ધાચલ જાશો જાત્રા કારણે રે લોલ,
સંઘવણ કહીને કોને ગાશે ગીત તે બાલિકારે લોલ,
માલ પહેર્યાને અવસર જોઇએ જાયા લાડકીરે લોલ ૨
કન્યા વિણ નેમ દીયરીયા, ગહુલી કુણ કરેરે લોલ,
કન્યા રત્ન બાણુ વખાણી શાસ્ત્રે સાભલીરે લોલ,
ગુરૂ મુખ વાણી સાભલવા જાય કે હૈયડે ઉલટે ધરીરે લોલ,
ઘર વિહવા ને વલી ઉજાણી તીહા પણ આગળીરે લોલ ૩
એક દિન શરદ પુનમની રાત જોવા હુ નીસરી રે લોલ,
દેખીને મને અંગ વિનાની પીડ આકરીરે લોલ,
અણ પરણ્યા સામલીયા વાત તુમારી સાભળીરે લોલ,
જાયા વિણ જન્મારો જાશે નેમનોરે કેમ કરીરે લોલ ૪
હુ ભાખુ છુ તુમ દુખ ભાગી માનો માહરરે લોલ,
પણ જાણુ વૈરાગી થવાનું છે તાહરૂરે લોલ

હરિની ગોપી કોપી કહે છે કેમ બોલે નહીંરે લોલ,
તેમ નગીનો ઉત્તર નાલે રૂષભ કહે સહીરે લોલ. ૫

## ઢાળ ૮ મી

હરનારીની ગોરી બોલેરે કે મોહન દીયરીયા;
એ તો ધીંગાણા મલી ટોળીરે કે મોહન દીયરીયા,
પણ કહું છું હું અંતર ખોલીરે, મોહન દીયરીયા;,
હું તો બાલપણાની ભોળીરે. મોહન દીયરીયા. ૧
કાંઇ અંતર કપટ નવી રાખું, જેવું હોય તેવું ભાખું;
જ્ઞાની સરવ નેને નીહાલે, અજ્ઞાની પ્રિત ન પાલે રે. મો૦ ૨
આકાસે ફરતા સુડારે, ક્ષણ એક નારી રહે દેહરે,
તસ વિરહે કરી ઝુરે રે. મોહન૦ ૩
દિવસે ચુણ કરવા જાવે, સાંજે નીજ માલે આવે;
સુખ માને રમણી મહાલે રે, પશુ જાત થકી શું હારેરે મો૦ ૪
છો જાદવ કુલના રાયા, માનો માનો શિવાના જાયા;
ઇમ ગોપી કહે કર જાલી, કવિ રૂષભની વાણી રસાલીરે. મો૦ ૫

## ઢાળ ૯ મી

(મનસોહન મેરે એ રાગ.)

લક્ષ્મણા કહે નેમજી મન મોહનગારા,
શું હઠ લઇ બેઠારે તુમ જાઓ ઠગારા ૧

હું મનમાહે જાણતા પ્રભુજી મહા જ્ઞાની,
પણ સંસાર મોતી જડી સોના તણી નાકમે વારી ૨

હાર હૈયે સોહામણો, દાંત રેખા સોનાની,
કંચન વાનને કામિની, દેખત મનહારી. ૩

અતિશય રૂપ દેખીને, રઢ લાગશે તમને,
અગ વિનાનો પીડશે, શુ કહાવો અમને ૪
એહવા વચને થીર રહયા ધન્ય નેમકુમાર,
રૂષભ કહે તે વાદીયે, નવિ પરણ્યા નાર ૫

## ઢાળ ૧૦ મી

( રાયણને સહકાર વાલા, એ રાગ )

સુમીમાની વાણી ભલી રે, જાણે અમીય સમાન વહાલા,
મુનિશ્વર આવશે આગણેરે, તેને દેશે કુણુ દાન વહાલા ૧
આવ્યા ગયાને સાહેબારે, સરવ વચ્ચે હોય નાર વહાલા,
ઘર મડણુ રમણી કહોરે, સાજનમા જયકાર વહાલા ૨
યૌવનનો લટકો પ્રભુરે, તે તો દહાડા ચાર વહાલા,
અવસર ફરી આવે નહીરે, હૈયડે કરો વિચાર વહાલા ૩
એહવા વચન સુણી ગોપીનારે, અહો જગ મોહ વિકાર વાલા,
મોહદશા દેખી કરીરે, નેમ હસ્યા તેણીવાર વહાલા ૪
સહુ ગોપી મળી તાળી દીધીરે, માન્યા માન્યા વિહાવ વાલા,
કૃષ્ણ નરેશ્વર સાભલીરે, હરખ થયો મનમાહી વ લા ૫
ઉગ્રસેન તણે ઘેર જઈને, માગી સુતા ગુણવ ત વહાલા,
રાજુલ સાથે જોડી સગાઇ, જોષીડાને પુછ ત વહાલા ૬
જોષી શ્રાવણ સુદ દિન છઠનુ રે,, લગન લીધુ નિરધારરે વહાલા,
આન શિવાને સમુદ્ર વિજયને, યાદવ હર્ષ અપાર વહાલા ૭
ધવલ મ ગલ ગાવે ગીત રસીલા, સહુ મલી સધવા નાર વહાલા,
રૂષભ કહે પ્રભુ પરણવા જાશે, તેનો કરુ અધિકાર વહાલા ૮

## ઢાળ ૧૧ મી

રૂરે સ્નાન કરે હરખે ઘણે મલી સધવા કરે ગીત ગાન,
સુદર વર સામળીયાજી રે,

સોલે સજી શણગાર લીધા હાથમેં પાન. સુંદર૦ ૧
જીરે મંગળ મુખે ગાવતી, રથે બેઠા નેમ કુમાર;
દશરથરાય ને શ્રીપતિ વલી, સાથે દશ દશારણ સાથ. સુંદર૦ ૨
જીરે જોવા મલ્યા સુર નર તિહાં, કોઇ જાદવ લોક અપાર;
જાનઇયા સાથે ઘણારે, જાણે તેજ કરી દિનકાર. સુંદર૦ ૩
જીરે છન્નુ હજાર રાણી ભલી, મલી શાહુકારની નાર;
જીસ રૂપે રંભા હારી, વસુદેવની બહોંતેર હજાર. સુંદર૦ ૪
જીરે જાદવની બીજી ઘણી, તેહની નારીઓનો કુણ ગણે પાર;
મંગલ ધવલ ગાવે પુંઠે, રામણદીવો કરે માતા સાર. સુંદર૦ ૫
જીરે એણી પેરે બહુ આડંબરે, પ્રભુ નેમજી પરણવા જાય;
ધોળીતરા ઘર દેખી કરી, પુછે સારથીને જીનરાય. સુંદર૦ ૬
જીરે સારથી કહે કરજોડીને પ્રભુ સસરાના ઘર એહ;
તોરણ આવ્યા નેમજી, કવિ ઋષભ કહે ગુણ ગેહ. સુંદર૦ ૭

## ઢાળ ૧૨ મી

(અનિહાંરે વાલો વસે વિમલાચળેરે, એ રાગ)

સખી હાંરે કંત આવે કેણ શેરીએરે
હું તો જોઉં મારા કંથની વાટ;
કંથ આવે કેણ શેરીએરે, સખી રાજીમતી કેતા તીણે હર્ષમાંરે;
આવી બેઠી ગોખમઝાર; મૃગલોચનાને વલી ચંદ્રાનનારે,
સખી સાથે જોવે સરસાર. કંત૦ ૧
સખી મૃગલોચના કહે રાજમતી રે, વડ ભાગીણ સહ શિરદાર.
ત્રિભુવન નાથ ધ્યાની નીલોરે, જેહને નેમિશ્વરનાથ. કંત૦ ૨
સખી એહવું સુણીને ચંદ્રાનનારે, કાંઇ બોલી મુખ મચકોડ;
એ વર રૂડા વૈરાગીઓરે, પણ એહમાં છે એક ખોડ કંત૦ ૩

સખી જોઇને અતિ મામલોરે, તબ બોલી રાજુલ નાર,
કાળી કસ્તુરીને વલીરે, કાલો મેઘ કરે જલધાર   કત૦ ૪
સખી કાલી કીકી નેત્ર સોભતારે, ચિત્રામણે કાલી રેખ,
ચિત્રાવેલ ને ભૂમિકારે, કાલો મોહે માથાનો કેશ  કત૦ ૫
સખી હીમ દહે ખારૂ લુણ છેરે, ગોરામા ગુણ નહિ બહેન,
તે સમે ગજીમતિતણીરે, કાઇ દાહિણ ફરકે નેત્ર   કત૦ ૬
સખી જમણી ફરકે કિમ મુજ આખલડીરે તવ પસુડે કીધો પોકાર,
સારથિને પુછે નેમજીરે, કવિ ઋષભ કહે નીરધાર  કત૦ ૭

## ઢાળ ૧૩ મી

નિજ સારથિ કહે કરજોડ બોલે તે વારરે,
લાવ્યા ગોરવના એ જીવ કરેરે પોકારરે   ૧
ઇમ સાભલીને ભગવત હૃદય વિચારીરે,
ધિગ ધિગ વિહવાના કામ, અમે નિરધારીરે   ૨
જીકા હરણુ કહે મહારાજ, વિહાવ તારોરે,
હુ કાયર હરણ વિજોગ, મને મત મારો રે   ૩
જીવ વગડાના રહેનાર, તરણા આહારી રે,
નીર ઝરણાના પીવાના અમે નીરધારી રે   ૪
પ્રભુ કરૂણા સાયર નીર, અમને ઉગારો રે,
આ બધીખાનુ છોડાવ્ય, દુ:ખથી ઉતારો રે   ૫
હવે નહિ પરણુ એક, અશુચિ નારી રે,
કહે સારથિને પ્રભુ નેમ, તુ રથ વાલી રે,   ૬
ઉપમા દીધી તતકાલ, કવિએ ભાળી રે,
પસુ છોડાવી ઘર સનમુખ, વાટને ઝાલી રે,   ૭
તવ માય કહે તીહા આય, કરીને આરો રે,
પરણી તે વહુઅર પુત્ર, મુખ દેખાડો રે   ૮

પ્રભુ કહે નહિ પરણું માય, અશુચિ નારી રે;
મારે મોક્ષ વધુ ગુણવંત, રૂપે સારી રે;
ઇમ કહી નેમીસરરાય ઘર વલીયા રે;
કવિ રૂષભ કહે શીલવંત જે જગ ભલીયા રે, ૧૦

## ઢાળ ૧૪ મી

(હો પીયુજી રે પ્રીતમજી પ્યારો રે, હજુઅ ન આવીયો હો પિયુજીરે)

ખબર થઇ રાજુલને નેમ, ગયા વલી હો પિયુજીરે;
સુણતાં ને કાને રે ધરણીએ ઢળી. હો૦
જાદવ કુલ ઠાકુરીયા પાછા કિમ વલ્યા. હો૦
શિવ ધુતારી નારી થાંસુ મોહી રહ્યા. હો૦૧
હરણાને કહેશું લગા તુમે નાથજી હો૦
અવગુણ વિણ નારીને કિમ જાવો તજી હો;
ચંદ્ર કલંકી કીધો એણે એકલે હો,
રામ સીતાને વિરહ પમાડયો એણે હરણલે હો. ૨
નામ ગવાણું કુરંગ જગમાં તેહનું હો,
સાચું કિમ કરી માનું દાખિણ તેહનું હો;
રાજુલની આંખે આંસુડાની ધારા પડે હો,
જાણુ રે અસાડી વાદલીયો ઝરે હો. ૩
આ મંદિરીયાં સુનાં રે ખાવા ધાય છે હો,
એકલી વિરહણીના દિન કિમ જાય છે હો;
કોઇ છે જુગમાં વાળે કંતને હો;
આપું એકાવલહાર હું તેહને હો. ૪
કર ઝાલંતા તાહરૂં કાંઇ ન જાય છે હો;
પરણ્યા વિના વિષકન્યા કહેવાય છે હો;

કવીસર મુખથી એ વાતલડી ગાય છે હો,
ઋષભ કહે રાજુલ બોલે નેહસુ હો ૫

## ઢાળ ૧૫ મી

(પાછા વલજોરે રશીયા, એ દેશી)

પાછા વલજોરે રસીયા, તુમે માગ હૃદય કમલમા વસીયા,
રાજુલ બોલેરે ગેતી, ખીણ ખીણ પ્રભુ સન્મુખ જોતી પા૦ ૧
આઠ ભવાતરની હુ નારી, નવમે ભવે તુમે કેમ વીસારી,
જાદવ મળીયારે રાસી, તેહમા કથજી થાસે હાસી પા૦ ૨
શિવ શોકલડી ધુતારી, વેશ્યા પણ સિદ્ધની ભુલકારી,
તેહનુ કિમ કહ્યુ કરીયે, નિજ નારીને નવિ પરિહરીયે, પા૦ ૩
સખીઓ ભાખેરે બેનડલી, નેહ ન કરીયે જેહથી સ્નેહી,
તુજ વર કરસ્યુ રે બીજો, રાજુલ કહે એ વાત મ કીજો પા૦ ૪
કર નવી ઝાલ્યોરે નાથે, જમણો હાથ મેલ્યો માથે,
સજમ લેસ્યુ રે ઉલ્લાસે, ઋષભની વાણીરે ઉલ્લસે પા૦ ૫

## ઢાળ ૧૬ મી.

(કેસર વરણો હો કે કાઢી કસુબો મારા લાલ—એ દેશી)

નેમ પ્રભુજી હો કે નીજ ઘર આવ્યા મારા લાલ,
વરસીદાને હો કે દે જીનગયા મારા લાલ,
ત્રણુમે હો કે ગરસુત વાસે મારા લાલ,
સાતમે વરસે હો કે પાલી દીક્ષા મારા લાલ ૧
પાલી થયા છો હો કે કેવલ નાણી મારા લાલ,
કેવલ પામ્યા હો કે રાજુલ જાણી મારા લાલ,
વાદવા આવી હો કે, ઉલટ આણી મારા લાલ,
નિસુણી વાણી હો કે હરસ ભરાણી મારા લાલ ૨
રાજુલ નારી હો કે મોહનગારી મારા લાલ,
ચારસે વરસે હો કે, રહી સસારી મારા લાલ,

રહનેમીને હો કે દીધી શિક્ષા મારા લાલ,
તે પણ સાથે હો કે લીધી દીક્ષા મારા લાલ. ૩
સહસાવનમાં હો કે સંજમ લીધો મારા લાલ,
આતમ કેરાં હો કે કારજ સિદ્ધાં મારા લાલ,
પાંચસેં વરસેં હો કે દીક્ષા લીધી મારા લાલ.
આઠે અંતર હો કે રહી અણુ ગૌરી મારા લાલ. ૪
પીયુથી પહેલાં હો કે, મોક્ષે પધાર્યાં મારા લાલ,
મલીયા જઇનેં હો કે જોત્તમ જોત્તે મારા લાલ,
દુધને સાકર હો કે શીઅ સમાંણી મારા લાલ,
રૂષભની વાણી હો કે મીઠી જાણું મારા લાલ. ૫

## ઢાળ ૧૭ મી

(ભરત નૃપ ભાવસુ એ—એ દેશી.)

એક હજાર વરસતણું એ, પાળી પૂરણ આય;
એહવા જીન વંદીએ. એ ૧
માસખમણ અણસણ કરી એ, ધન ધન કર્મ પસાય એહવા૦
નેમ જીણંદ શિવપદ વર્યા એ, નમો નમો તેહના પાય એહવા૦ ૨
દીપંતિ અવિચલ પ્રિતલડીએ, રાખે જગ અખીઆત એહવા૦
સંવત અઢાર છાસીએં એ, માસ અસાડ મહંત એહવા૦ ૩
પુનમ દીન ગુણ ગાઇયા એ, રહી બારેજા ચોમાસ; એહવા૦
શ્રી આણંદસૂરિગચ્છપતિએ, દિન કર તપેં પ્રકાશ એહવા૦ ૪
તેને પાટ બીરાજતા એ, ઋદ્ધિવિજય ઉવજ્જાય, એહવા૦
કુંઅરજી જય જગ બોધિયા એ, કુમતિ માતંગ હરાય એહવા૦ ૫
રવિવિજય તસ પાટવી એ, આણદવિજય પન્યાસ એહવા૦
પ્રેમવિજય સુત સાગરૂ એ, ખેમાવંત ગુણરાય. એહવા૦ ૬
રામવિજય સીસ તેહના એ, રૂષભવિજય મનોહાર એહવા૦
જે ધરસેં કંઠે હેજસું એ, તે લેહસે જય જયકાર. એહવા૦ ૭

# શ્રી જમ્બૂસ્વામીનુ અષ્ટ-ઢાળીયુ

## ઢાળ ૧ લી.

જમ્બૂસ્વામિ યૌવન ગૃહવાસમા બેઠ્યા,
તિહા કનકની કોડીમાથે મોહ મેલ્યા,
તિહા અત માતાજી વળી તપ કરતા,
તિહા દોય ઉપવાસ આબિલ ક તા ૧
તિહા નવ માસવાડા ઉદર ધરીયા,
તિહા જન્મીયા છે જમ્બૂસ્વામી રૂડા,
જમ્બૂસ્વામીના નામ તે નામ રૂડા,
પ્રભાતે તે લેશે ચારિત્ર રૂડા ૨
જાયા જન્મ થકીરે તુમને ધર્મ વ્હાલો,
જાયા એક વાર પરણોને આઠ નારો,
જાણુ હાથે મિઢલ કોટે વરમાલા સારી,
જાયા ઢોલ દદામા વાજિત્રવાજી ૩

## ઢાળ ૨ જી.

કુંવર કહે સુણો માતાજી, માજી પરણવાની નથી અભિલાષા રે,
માજી બાલપણેરે વ્રત આદર્યા, તુમારી વહુરો કિમ પામે સુખશાતારે,
માજી માય રોવતા ઇમ કહે ૧
સરિખી વય સરિખી ત્વચા, પુત્ર પરણાવી પાય લગાવીયે,
ત્યારે હુ જાણુ ઘર સુત્ત છે, માજી માય રોવતા ઇમ કહે ૨

## ઢાળ ૩ જી.

કુંવર કહે રે માજી જિમ હોવે સારૂ,
તેડાવો લગનીઆ માજી લગન લખાવો લાલ,
કુંવર કહે રે માજી જિમ હોવે સારૂ ૧

લગનીયો જઈ વેવાઈને માંડવે;
ઉભો ગાય સુહાસણ મધુરાં નવનવાં ગીત લાલ. કુંવર૦ ૨
રાવજી દરબારમાંથી વેગે પધાર્યા,
કાગળ વાંચીને રાવજી ડસ ડસ રોયા લાલ. કુંવર૦ ૩
કાગલીયો વાંચી પિતાજી માથું ધુણાવે,
પરણીને લેશે જંબૂ સંજમ ભાર લાલ. કુંવર૦ ૪
કન્યાનો બાપ લગન પાછાં ફ્ગાવે,
તિમ તિમ કન્યાજી લગન ઓરેરાં મંગાવે લાલ,
તાત કહે રે કુંવરી જમિ હોવે સારૂં. એ આંકણી. ૫
પછે નહિં કાઢશો દીકરી વાંક અમારો,
રોતાં નહિં આવશો દીકરી ઘેર અમારે લાલ; તાત કહે૦ ૬
ચતુર કન્યાજી ચિત્તમાં ચેતીને બોલ્યા,
લાંબી ને ટુંકી પિતાજી વાત શી બોલો લાલ; તાત કહે૦ ૭
એકની રીતે એહવી આઠેની કીધી,
રંગે ચંગે પરણીને મહેલોમાં બેઠા લાલ; તાત કહે૦ ૮
ચતુર કન્યાજી પરણી ઘેર પધાર્યા,
સાસુયે થાલ ભરી મોતીડે વધાવ્યાં લાલ; તાત કહે૦ ૯
સાસુને પાય પડીને શ્યું શ્યું રે આપ્યું,
સાવા લાખ સોનૈયા લઈને ભંડારે નાખ્યા લાલ; તાત કહે૦૧૦
સાસુનો પાલવ સહીને મલપતું બોલ્યાં,
એકેકને આપ્યાં એકસો બાણું બાણું બોલ; તાત કહે૦૧૧

**ઢાળ ૪ થી.**

સાસુ શીખ દે છે તેણી વેલા, વહુરો કરો રે સતાબી;
જિમ તિમ કરી તુમ પિયુ પતલાવો, હું મતિ જાણું તમારી;
રે માહરી વહુરો રે, વશ કર વાલમ તોરો. એ આંકણી. ૧

## ઢાળ ૫ મી

સુણો સુણો વાલમ વાતજી વાલા, અમ ઉપર નવ કરશ્યોજી ટાલા
ગમણી ગમણી ને મનહરણી, અમે આઠે તે જોબન વરણી ૧
કમ કિમ કરી જાશ્યોજી વાલા, તુમ ઉપર માહરી મોહનમાલા,
જોહેજે થુક પડે રે તુમારૂ, તિહા લોહી તપે રે અમારૂ ૨
નહિ દિયર નહિ જેઠ નગીનો, તુમ વિના અમારે સંસાર સુનો,
તુમ ઉપર અમારે આશો ને વાસો, તુમ વિના અમારે સુનોરે સાસો ૩
જો એક બાળક થાશેજી અમને, તો શિખ દેઇશું સાહેબ તુમને,
પ્રભુ રૂઠયો તેહરે ખમાય, પરણ્યા મેલે તે નવ સહેવાય ૪
બોલ્યા અણ બોલ્યા કીજે, નારી જાતિનો અંત ન લીજે,
એહવું કઠણ હઇયું નવ કીજે, અબળા સ્ત્રીને છેહ નવ દીજે ૫

## ઢાળ ૬ ઠી

જંબુ પ્રત્યે વહે વલી આઠે નાર, સાભળોને પ્રીતમ પ્રાણ આધાર,
ન કરોજી એહેની કઠણ હો વાત, નિરખો તુમે નવલીયો નિજ નાર,
નાવલીયા વિલુધીરે, બોલ ભલા લીયોરે. એ આકણી૦ ૧
કેમ છાંડો છો અમને આણીવાર, તેમા નહિ કુલની શોભા લગાર,
રાખો મન ઠેકાણે કરો ઘરના કામ, પછી નહિ લઇયે સાહેબ તમારૂ નામ
નાવલીયા વિલુધીરે, બોલ ભલા લીયો રે ૨
નમો તમે મેરૂ સરિખા હો સ્વામ, કરીયા પિતા ઉપરવટ અમે કામ,
પ્રભુ સાભલશે અંત કરણીની ધૂમ, તુમારે શાયદ લેવી છે સુખની લુંબ
ન્હયા ને નુહયા હો કરીને ઉભા કિહા રહીયેરે ૩
કેહેનુ સાસુજી તુમારી કુખ, નણદલવીરે દીધા અમને દુખ,
અમ આહેની આરુજી રે અપાર, વિનતી નથી માનતા એક લગાર,
કહેનુ સાસુજી હો, કહેવુ વાલમ જનમીયા રે ૪

## ઢાળ ૭ મી

ધણી થઈ ધણી વાલમા રે, વિણસો કાંઇ અમારાં કાજ,
વિણુ ગુન્હે વરજો તુમે રે, તેમાં શી વધશે તુમ લાજ;
રહો રહો વાલમા રે, બોલો એક મુખ થકી બોલ્ય એ આંકણી૦ ૧
અમે માવિત્રના છોરૂડાં રે, નહોતાં બેઠાં પાસ;
હાથે ઝાલીને તુમ લાવીયા રે, હવે કેમ કરો છો નિરાશ બોલો એક૦ ૨
નારીયોને દુઃખ દેઇ જાયશ્યો રે, કિમ સરશે તમારાં કાજ,
દુઃખ દીધાં જાજેરડાં રે, કિમ લેશ્યો મુક્તિપુરીનું રાજ. રહો૦ ૩
જિમ જિમ પસ્તાણો લોહ વાણીયો રે, તિમ પસ્તાશો ભરતાર;
વાનરવત્ પસ્તાવશો રે, કહ્યુ માનો અમારૂ લગાર. રહો રહો૦ ૪
સુહાલીણી સુકુમાલીણી રે ઝોલો લાગ્યો ઝકોર,
એક એકને બેઠી કરે રે, હૈયુ તાહરૂં કઠણ કઠોર. રહો રહો૦ ૫
આઠે અતિ વિલખી થઇ રે, અમને મેલીને શુ જાઓ,
સ્વામી સુલક્ષણા થઇરે, આહવા નમેરા કિમ થાઓ. રહો રહો૦ ૬
પહેલો શ્લોક જંબૂએ કહ્યો રે, સુણો તમે કામિનીઓ સુજાત;
તુમમાં ચતુરાઇ છે ઘણી રે, માહરૂં મૃત્યુ દિવસ રાત.
સુણો એક કામિનીરે, મેં જાણ્યો અથિર સંસાર ૭
બીજો શ્લોક જંબુએ કહ્યો રે, સુણો તમે કામણગારી ખાસ;
જ્યારે મુજ આયુષ્ય પુરૂં હુવે રે, મને રાખશો કહો તુમ પાસ;
સુણો એક કામિની રે, મેં જાણ્યો અથિર સંસાર. ૮
આઠે મીલિની ઉભી થઇરે, જોડ્યા દોનું દોનું હાથ;
એ પહોંચ નથી સ્વામિ અમતણીરે, સંજમ લેઇશું તુમ સાથ.
સુણો એક વાલમા રે, અમે જાણ્યો અથિર સંસાર. ૯

કહે જંબુ સુણો કામિની રે, ભણી ઇરિયાવહીના પાઠ,
સુધર્મ સ્વામી કને જાઇને રે, સંજમ લેઇશું સર્વે સાથ
સુણો એક કામિની રે, મે જાણ્યો અથિર સંસાર ૧૦
તેણે અવસરે જંબુ ગૃહે રે, પ્રભવ ચોર સય પંચ સંગાથ,
ધનના બાંધ્યા પોટલારે, પ્રભવ રહ્યો પગ થોભ,
સુણો ભવ્ય પ્રાણીયા, પછી શું થયું તે ધરી કાન ૧૧
ઉત્તર પ્રત્યુત્તર સાંભળી રે, પ્રભવે જોડયા બેઉ હાથ,
ઘેર જાવું જુગતું નથી રે, સંજમ લેશ્યું તુમ સાથ,
સુણો ભવ્ય પ્રાણીયા રે, પછી શું થયું તે ધરી કાન ૧૨

## ઢાળ ૮ મી

પ્રભવ ચોર અને વળી પાંચસયે ચોર તમ લાહાર,
તેહને જંબુ સ્વામીએ બુઝવ્યા, બુઝવી આઠે તે નાર,
ધન્ય ધન્ય ધન્ય જંબુ સ્વામિને એ આંકણી૦ ૧
સમરા ને સાસુઓ બુઝવ્યા, બુઝવ્યા માને બાપ,
પાંચને અઠાવીશ સર્વે મળી, આવ્યા સુધર્મ સ્વામિની પાસ
ધન્ય ધન્ય ધન્ય જંબુ સ્વામિને ૨
સુધર્મ સ્વામિની પાસે આવીને, લીધોજી સંજમભાર,
કર્મ ખપાવી કેવલ પામીયા, પહોચ્યા તે મુગતિ મોઝાર ધન્ય૦ ૩
હીર વિજય ગુરૂ હીરલો, તજી છે આઠે હો નાર,
એહવું જાણીને જે કોઇ નરનારી પાળશે શિયળ વ્રત સાર, ૪

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન-૧

અનુભવ અમૃત વાણી હો પાર્શ્વજીન, અનુભવ અમૃતવાણી
સુરપતિ ભયો જે નાગ શ્રી મુખથી, તે વાણી ચિત્ત આણી,
હો પાર્શ્વ ૧

સ્યાદ્વાદ મુદ્રા મુદ્રિત શુચિ; જેમ સુર સરિતા પાણી;
અંતરમિથ્યા ભાવલતા જે, છેદન તાસ કૃપાણી હો. પાર્શ્વ૦ ૨
અહોનિશ નાથ અસંખ્ય મિલ્યા પણુ, તું છે અચરિજ એહી;
લોકાલોક પ્રકાશ કહે જસ, તસ ઉપમા કહો કેવી. હો પાર્શ્વ૦ ૩
વિરહ વિયોગે હરણીએ દંતી. સંગી વેગ મીલાવે;
ચાકી નેક અવંચકતાથી, આણા વિમુખ કહાવે. હો પાર્શ્વ૦ ૪
અક્ષર એક અનંત અંશ જીહાં, લેપ રહિત શુચિ ભાખ્યો,
તાસ ક્ષયોપશમ ભાવ વધ્યાથી, શુદ્ધ વચનરસ ચાખ્યો હો પાર્શ્વ૦ ૫
ચાખ્યાથી મન તૃપ્ત થયું નહિ, શા માટે લોભાવો ?
કર કરૂણા કરૂણારસ સાહિબ પેટ ભરીને પાવો. હો પાર્શ્વ૦ ૬
એ લવલેશ લહ્યો સાહેબજી, અશુભ યુગલ ગતિ વારી;
**ચિદાનંદ** વામાસુત કેરી, વાણીની બલિહારી. હો પાર્શ્વ, ૭

## શ્રી પાર્શ્વનાથનું સ્તવન-૨

કોયલ ટહુકે રહી મધુવનમેં-રહી મધુવનમેં,
પાર્શ્વ શામળીયા વસે મેરે દિલમેં. ૧
કાશી દેશ બનારશી નગરી-બનારશી નગરી,
જન્મ લીયો પ્રભુ ક્ષત્રિય કુલમેં. ૨
બાલપણે પ્રભુ અદભુત જ્ઞાની-અદ્‌ભુત જ્ઞાની,
સુરપતિ નાગ કીયો એક છીનમેં. ૩
કાષ્ઠ ચીરા કર નાગ નિકાલ્યો-નાગ નિકાલ્યો,
કમઠકો માન હર્યો એક પલમેં ૪
સંયમ લેઇ પ્રભુ વિચરણ લાગ્યા-વિચરણ લાગ્યા,
સંયમભીંજ ગયો એક રગમેં, ૫

સમેત શિખર પ્રભુ મોક્ષ સિધાવ્યા–મોક્ષ સિધાવ્યા
પ્રભુજીકો મહિમા ત્રણ ભુવનમે, ૬
ઉદયરતનકી એહી અરજ હૈ–એહી અરજ હૈ,
દિલ અટકયો તોરા ચરણ કમલમે–
મન અટકયો તોરા ચરણ કમલમે

## શ્રી મહાવીર સ્વામીનુ સ્તવન–૧

દરિસણ આવ્યા રે હો દરિસણ આવ્યારે હો દેવાનદ બ્રાહ્મણીજી,
સાથે લીધો પોતાનો કથ એક રથ બેસીરે હો દપતી દોય સચર્યાજી,
વદન આવ્યા જિહા શ્રી ભગવન દરિસણ આવ્યા રે હો૦ ૧
ઘરેણા તે પહેર્યા અતિહી જડાવનાજી,
શોભે શોભે અપસરા મનોહાર,
રૂમ ઝુમ કરતી રે હો હેડે પ્રેમ શુ જીરે,
અઢાર દેશના દાસી છે સાથ દરિસણ૦ ૨
અતિશય દેખીરે હો હેઠા ઉતર્યા જી,
પાળા થઈને આવ્યા પ્રભુની પાસ,
પચ અભિગમ હો દપતી દોય સચર્યા જી,
એવા તે કીધી મનને ઉલ્લાસ દરિસણ૦ ૩
ઉભા તે થઇને રે હો જુવે સુદરીજી,
નયન કમલ કિહા નવિ જાય,
તન મન ઉલસ્યા રે હો દેવાનદા બ્રાહ્મણી,
નજર તે ખેચી પાછી નવિ જાય દરિસણ૦ ૪
પ્રભુજીને દેખીને હો પાનો આવીયોજી,
પ્રફુલ્લિત દેહડીને અગ ન માય,

કશ તે તુટી રે હો કંચુકી તણીજી,
બલ્લોયા તે બાહ્યોમાં નવિ સમાય. દરિસણ૦ ૫
ગોયમ પૂછે રે હો શ્રી ભગવંતનેજી;
આનંદા કેમ જુવે છે મેંસા મેંસ;
દેહડી ફૂલીને રે હો પાનો આવીયોજી,
આટલી નારીમાં દિસે છે એક. દરિસણ૦ ૬
ભગવંત ભાખો રે સુણો ગોયમાજી,
આનંદા છે મોરી માય;
દેહડી ફુલીને રે હો પાનો આવીયોજી,
માય બેટાનું હેત જણાય. દરિસણ૦ ૭
વાણી સુણીને રે હો હરખ્યા ગોયમાજી,
હરખ્યા સર્વ સભાના લોક, જ્ઞાનવિમલ કહે ધન્ય ધન્ય એહ સતીજી;
કર્મ ખપાવી ગયા હોય મોક્ષ. દરિસણ૦ ૮

## શ્રી મહાવીર સ્વામીનું સ્તવન-૨

વીર! વહેલા આવો રે, ગૌતમ કહી બોલાવો રે,
દરિસણ વહેલા દીજીએ હોજી.
પ્રભુ તું નિઃસ્નેહી, હું સસ્નેહી અજાણ; વીર૦૧
ગૌતમ ભણે ભો નાથ તેં. વિશ્વાસ આપી છેતર્યો;
પરગામ મુજને મોકલી, તું મુકિત રમણીને વર્યો,
પ્રભુજી તારા ગુપ્ત ભેદોથી અજાણ વીર૦૨

**સાખી;**

શીવનગર શું થયું સાંકડું કે, નહિં હતી મુજ યોગ્યતા;
કહ્યું હોત જો મુજને તો, કોણ કોઇને રોકતા
પ્રભુજી હું શું માગત ભાગ સુજાણ. વીર૦૩

સાખી,

મમ પક્ષના ઉત્તર દઇ, ગૌતમ કહી કોણ બોલાવશે
કોણ સાર કરશે સઘની, શકા ણિચારી કચા જશે
પુણ્ય કથા કહી પાવન કરો મુજ કાન વીર૦૪

સાખી,

જિન ભાણુ અસ્ત થતા હવે, તિમિર મિથ્યાત્વ સઘળે જાગશે,
કુમતિ કુશીલ્ય જાગશે, વળી ચોર ચુગલ વધી જશે,
ત્રિગડ બેસી દેશના દીયો જીનભાણુ વીર૦૫

સાખી

મુનિ ચૌદ સહસ છે તાહરે વીર મારે તુ એક છે,
રડતો મને મુકી ગયા, પ્રભુ ક્યા તમારી ટેક છે
મે સ્વપ્નાતરમા અતર ન ધર્યો સુજાણુ વીર૦૬

સાખી

પણ હુ આજ્ઞા વટ ચાલ્યો, ન મળે કો અવસરે,
હુ રાગવશ રખડુ નીરાગી, વીર શીવપુર સચરે
હુ વીર વીર કહુ વીર ન ધરે કાંઈ ધ્યાન વીર૦૭

સાખી

કોણ વીર અને કોણ ગૌતમ, નહિ કોઇ કોઇનુ કદા,
એ રાગ ગ્રથિ છુટતા વળી, જ્ઞાન ગૌતમને તદા,
સુરતરૂ મણિસમ ગૌતમ નામે નિધાન વીર૦૮

સાખી,

કારતક માસે અમાસ રાને, અસ્ત ભાવ દીપક તણો,
કરે દ્રવ્ય દીપક જ્યોત દેવો, લોક દીવાળી ભણો
**વીરવિજયના** લોક મળી કરે ગાન વીર૦૯

## શ્રી સીમંધર સ્વામિનું સ્તવન

સીમંધર જિનરાજ કૃપાળુ તારજો,
જન્મ ભરના દુઃખથી પ્રભુજી ઉગાર જો;
વિદ્યમાન પ્રભુ વાત હૃદયની જાણતા;
સાચા સ્વામિ સુખકર વિનંતિ માનતા.
કાલ સંસારી મોહ વશે બહુ દુઃખ લહ્યાં,
ચાર ગતિનાં દુઃખ વિચિત્ર સહુ સહ્યાં;
મોહ વશે ધરામાં ધુમતાં ધર્મપણું ગ્રહ્યું,
શુદ્ધ સ્વરૂપ સ્યાદ્વાદ તત્ત્વથી સદ્દહ્યું.

## શ્રી શ્રીપાલ કુંવરની સજઝાય.

વ્હાણમાં રૂવે છે મદનમંજુષા, કરતી અતિશય વિલાપ;
પિયુજી પિયુજી ઝંખે ઘણું, ધરતી મનમાં આલાપ. વ્હા૦ ૧
મધ્ય દરિયે નાવ ચાલતાં, ઉદય થયાં સર્વ પાપ;
પડતા પિયુજી સમુદ્રમાં; અબળા થઇ આપોરે આપ.૦ હા૦ ૨
ખરો વૈરી થયો આ વાણીયો, કીધો ચેને કાળો કેર;
નિરાધાર કીધી છે મુજને, લીધું કીયા જન્મનું વેર. વ્હા૦ ૩
મુજ રૂપે મોહ્યો તે પાપીઓ, કુબુદ્ધિનો કરનાર;
કાળી રાને મુજ કંથને, નાંખ્યા સમુદ્ર મોઝાર વ્હા૦ ૪
ઉંચો આભ નીચે નીર છે, તેમ અંધારી રે રાત;
નજરે ના દેખુ મારા નાથ ને, પામ્યા સમુદ્ર વ્યાઘાત. વ્હા૦ ૫
દુર રહ્યાં પીયર સાસરાં, છુટી પડયો જન્મ આધાર;
પ્રભુજી મારૂં કોઈ નહિ, છે જગનાથ આધાર. વ્હા૦ ૬
કુશળ કરો મુજ કંથને, છો પ્રભુ દીન દયાળ;
વેળા પડી વિષમ દુઃખની, હું છું અજ્ઞાનીજ બાળ. વ્હા૦ ૭

અન્ન જળ લેવા તે મુજને આજથી છે પચ્ચક્ખાણ,
ધ્યાન ધરૂ જીનરાજનુ, વાગ્છુ પ્રભુજીની સહાય ૦હા૦ ૮
હીર વિજય ગુરૂ હીરલો, વીર વિજય ગુણ ગાય,
લબ્ધિવિજય ગુરૂ રાજીયો, તેના હુ પ્રણમુ રે પાય ૦હા૦ ૯

## ગજ સુકુમાલની સજ્ઝાય.

સોના કેરા કાગરા અને રૂપા કેરા ગઢરે,
કૃષ્ણજીની દ્વારિકામા જોયાની રઢરે,
ચિર જીવો કુવર તુમે ગજસુકુમાલરે, પુન્ય પુન્યે પામીયારે ૧
નેમિજિણુદ આવ્યા, વદન આવ્યા ભાઇ રે,
ગજસુકુમાલ વીરા સાથે બોલાઇ રે ચિર જીવો૦ ૨
વાણી સુણી વૈરાગ્ય ઉપન્યો, મન મોહ્યુ એમારે,
શ્રી જૈનધર્મ વિના સાર છે શેમા રે ચિર જીવો૦ ૩
ઘેર આવી એમ કહે, રજા દીઓ માતારે,
સંયમ સુખે લહુ જેવી, પામુ સુખ શાતારે ચિ૦ ૪
મૂર્છાની મારી કુવર, સુણી તારી વાણી રે,
કુવર કુવર કેતા નથી, માતા આખે પાણી રે ચિ૦ ૫
હઇડાનો હાર વીરા, તજ્યો નહી જાય રે,
દેવનો દીધેલો તુજ વિના, સુખ નવિ થાય રે ચિ૦ ૬
સોના સરિખા વાળ તારા, કચનવરણી કાયારે,
એવી કાયા એક દિન થાશે, ધુળ ધાણી માયા રે, ચિ૦ ૭
સજમ ખાડા ધાર, તેમા નથી જરા સુખ રે,
બાવીશ પરિસહ જીતવા, દુક્કર છે દુખ રે, ચિ૦ ૮
દુખથી ભરેલો સસાર, દેખુ અટારો રે,
કાયાની માયા જાણી, પાણીનો પરપોટો રે, ચિ૦ ૯

જાદવ કૃષ્ણ કહે, રાજ્ય વીરા કરો રે,
હજારો હજાર ઉભા સેવક, છત્ર તુમને ધરો રે; ચિ, ૧૦
સોનાંની થેલી કાઢો, ભંડારી બોલાવો રે.
ઓઘા પાતરા વીરા લાવો. દીક્ષા દિયો ભાઓ રે. ચિ૦ ૧૧
રાજ્ય પાટ વીરા હવે, સુખે તમે કરો રે;
દીક્ષા આપો મને ને, છત્ર તુમે ધરો રે; ચિ૦ ૧૨
આજ્ઞા આપી ઓચ્છવ કરે, દીક્ષા દિયે આપો રે.
દેવકી કહે વીરા, સંજમ ચિત્તે સ્થાપો રે ચિ૦ ૧૩
મુજને તજીને વીરા, અવર માતા મત કીજે રે;
કર્મ ખપાવી ઇહ ભવ વેહલી મુકિત લીજે રે; ચિ૦ ૧૪
કુંવર અંતેઉર મેલી, સાધુ વેષ લીધો રે;
ગુરૂ આજ્ઞા લેઇને, શ્મશાને કાઉસગ્ગ કીધો રે, ચિ૦ ૧૫
જંગલમાં જમાઇ જોઇને, સોમિલ સસરો કોપ્યો રે;
ખેરના અંગારા લઇને, મસ્તકે થાપ્યો રે; ચિ૦ ૧૬
મોક્ષ પાઘ બંધાવી, સસરાને દોષ નવિ દીધો રે;
વેદના અનંત સહી, સમતા રસ પીધો રે; ચિ૦ ૧૭
ધન્ય જન્મ ધર્યો તુમે, ગજ સુકુમાલ રે,
કર્મ ખપાવી તુમે, હૈડે ધરી હામ રે. ચિ૦ ૧૮
**વિનયવિજય** કહે, એવા મુનિને ધન્ય રે;
કર્મનું બીજ બાળી, જીતી લીધું મન્ન રે. ચિ૦ ૧૯

## શ્રી સત્સંગની સજઝાય.

સત્સંગનો રસ ચાખ, પ્રાણી તું તો; સત્સંગનો રસ ચાખ;
પ્રથમ લાગે તીખો ને કડવો, અંતે આંબા કેરી સાખ પ્રા૦ ૧
મેડીને મંદિર માલ ખજાના, પડયા રહેશે ઘરબાર. પ્રા૦ ૨

આ રે કાયાનો ગર્વ મા કરશો, અતે થવાની છે રાખ પ્રાણી૦ ૩
જુગતિ જોઇને રાચો જરાયે, ખોટો બધો છે આ ખેલ, પ્રાણી૦ ૪
ચાર ગતિમા જીવ તુ ભમીયો, પચમી ગતિ સભાળ પ્રાણી૦ ૫
તન ધન જોબન તે નથી તારા, અતે માટીમા મીલનાર પ્રાણી૦ ૬
મારૂ મારૂ કરી દાન ન દીધુ, સાથે આવે ના તલભાર પ્રાણી૦ ૭
રાય પ્રદેશી રાજ્યમા ખુનો, ગુરૂ મગત જુવો સાર પ્રાણી૦ ૮
ગુરૂ ઉપદેશથી રાય પરદેશી, પામશે મોક્ષ દુવાર પ્રાણી૦ ૯
શ્રેણિક રાજા સમકિત પામ્યા, ગુરૂ અનાથી મુનિ રાય પ્રાણી૦ ૧૦
દાસનો દાસ તુ તો જીવ અભાગીયો,
જ્ઞાન વિમલ ધરો ધ્યાન પ્રાણી૦ ૧૧

## આત્મા વિષે સજ્ઝાય

જીવડા જીનજી પૂજનકો મદિર જાઇ જો,
મદિર જાઈને પૂજા રચાઇ જો,
જીનજીકા ગુણરસ ગાઇ,
જોને જીવડા જીનજી પૂજનકો મદિર જાઇ જો ૧
દાન દરવાજાને ધર્મકી બારી, સમતાકો સ્ટેશન બધાઇ,
જોને જીવડા જીનજી પૂજ૦ ૨
સતોષી ચીલોને સવરકો સીગલ, શિયલકી સડક બધાઇ
જોને જીવડા૦ ૩
મન કેરા બાબુને કાયા કેરા થભ, તપસ્યાકો તાર લગાઇ,
જોને જીવડા૦ ૪
ધ્યાનકો એજીન ક્ષમાકો ધુમો જ્ઞાનકી રેલવેલ ચલાઇ
જોને જીવડા૦ ૫

જ્ઞાનકી રેલ વેલ ચલાવો બાણુ, સંયમકી ઝંડી દેખાઇ.
જોને જીવડા૦ ૬
તનમનકી તો બ્રેક બનાવી, કિરિયાકો માલ ભરાઇ.
જોને જીવડા૦ ૭
નિયમ શિયલકી કર ઘડીયાલા; પ્રેમકી ઘંટી બજાઇ;
જોને જીવડા૦ ૮
ભાવનાકી સિટિને દર્શન રૂપૈયો સમકિત ટિકીટ લેવરાઇ;
જોને જીવડા૦ ૯
એસી રેલવેલમેં બેઠે ચતુર નર, શિવપુર નગરે સિધાઇ;
જોને જીવડા૦ ૧૦
ઉદયરત્ન કહે પ્રભુ અર્જ કરતે હૈ, ભવોભવ પાપ મિટાઇ.
જોને જીવડા૦ ૧૧

## વૈરાગ્યની સજ્ઝાય

જીવલડા આજે જવું કે કાલે, મરણભય સર્વને માથે ચાલે, જીવલડા૦
પડયાંરે જલ પંખીડાં તીહાં પકડાશે,
કમળ ખીલ્યાં તે તો ખચીત કરમાશે,
જનમ્યા તે તો જરૂર મરી જાશે. જીવલડા૦ ૧.
કાનેરે કુંડલ લટકાવી ફાંકડા ફરતા,
ધમક સહુ ધરના ઉપર પગ ધરતા;
એવા નરને દીઠા ઠાઠડીઓમાં ઠરતા જીવ૦ ૨.
ગયારે જાણે ગાદીપતિ મેલી ઠોઠાં, ગયારે પંડિત પડયાં મેલી પોથાં,
એતો સડીસડી થઇ ગયાં થોથાં. જીવ૦ ૩.
નવ રે નવા પોશાક પહેરી નીસરતા,
મોટારે મોટા મહીપતિને જઇ મળતા;
એવા નર મેં દીઠા મસાણમાં બળતા. જીવ૦ ૪.

ખમારે ખમા કહેવતા પડતા આખડતા,

રતન મુનિ દુર્યોધન પેઠે ફરતા,

એવા નરના નામ શોધ્યા નથી જડતા,

જીવલડા આજે જાવુ કે કાલે જીવલડા૦ ૫

## વંકચુલની સજ્ઝાય.

(દેશી–કોઇ લો પર્વત ધૂધલોરે લોલ,)

જંબુદ્વીપમા દીપતુ રે લાલ,
ક્ષેત્ર ભરત સુવિશાલ રે વિવેકી, શ્રીપુર નગરનો રાજીઓરે લાલ,
વિમળ યશા ભૂપાલ રે વિવેકી, આદરજો કાંઇ આખડીરે લાલ ૧
સુમંગળા પટરાણીયે રે લાલ, જન્મ્યા તે યૂગલ અમૂલ રે વિવેકી,
નામ ઠવ્યુ દોય બાલનુ રે લાલ, પુષ્પચૂલા વંકચૂલ રે વિવેકી ૨
અનુક્રમે ઉદ્ધત થયો રે લાલ, લોક કહે વંકચૂલ રે વિવેકી,
લોક વચનથી ભૂપતિ રે લાલ, કાઢયો સુત વંકચૂલ રે વિવેકી ૩
પુષ્પચૂલા લઇ બેનડી રે લાલ, પલ્લીમા ગયો વંકચૂલ રે વિવેકી,
પલ્લીપતિ કર્યો ભીલડે રે લાલ, ધર્મથકી પ્રતિકૂલ રે વિવેકી ૪
સાત વ્યસન સગ્ને રમે રે લાલ, ન ગમે ધર્મની વાત રે વિવેકી,
ધાડ પાડને ચોરી કરે રે લાલ, પાચશે તેણી સગાથ રે વિવેકી ૫
ગજપૂરપતિ દીધે દીકરી રે લાલ, રાખવા નગરનુ રાજ રે, વિવેકી,
સિંહગુપ્ત તેણે પલ્લીમા રે લાલ, નિર્ભય રહે ભિલ્લરાય રે વિવેકી ૬
સુસ્થિત સદગુરૂથી તેણે રે લાલ, પામ્યા નીયમ તે ચાર રે વિવેકી,
ફળ અજાણ્યુ કાગ માસનુ રે લાલ, પટરાણી પરિહાર રે વિવેકી ૭
સાત ચરણ ઓસર્યા વિના રે લાલ, ન હેવો રિપુ શિર વાય રે વિવેકી,
અનુક્રમે તે ચારે નિયમના રે લાલ, પારખા લહે ભિલ્લરાય રે
વિવેકી ૮

વંકચૂલે ચારે નિયમના રે લાલ, ફળ ભોગવિયાં પ્રત્યક્ષરે વિવેકી;
પરભવે સુર સુખ પામીઓ રે લાલ, આગળ લહેશે મોક્ષ રે.
વિવેકી. ૯

કષ્ટ પડે જે સાહસી રે લાલ, ન લોપે નીજ સમ રે વિવેકી;
કહે મતીનીકી તેહનીરે લાલ, જે કરે ધર્મ નીમ રે વિવેકી. ૧૦

## શ્રી સિદ્ધચક્ર આરાધનની ઢાળો.

### ઢાળ ૧ લી.

આસો માસે તે ઓળી આદરી રે લોલ,
ધર્યું નવપદજીનું ધ્યાન રે;
શ્રીપાળ મહારાજ મયણા સુંદરી રે લોલ. ૧

માલવ દેશનો રાજીઓ રે લોલ;
નામે પ્રજાપાલ ભૂપ રે. શ્રીપાલ૦ ૨

સોભાગ્યસુંદરી રૂપસુંદરી રે લોલ;
રાણી બે રૂપ ભંડાર રે. શ્રીપાલ૦ ૩

એક મિથ્યાત્વ ધર્મને રે લોલ;
બીજીને જૈનધર્મ રાગ રે. શ્રીપાલ૦ ૪

પુત્રી એકેકી બેહુને રે લોલ;
નભે જેમ બીજ કેરો ચંદ્ર રે. શ્રીપાલ૦ ૫

સોભાગ્યસુંદરીની સુંદરી રે લોલ;
ભણે મિથ્યાત્વીની પાસ રે. શ્રીપાલ૦ ૬

મયણાસુંદરીને રૂપસુંદરી રે લોલ;
ભણાવે જૈન ધર્મ સાર રે. શ્રીપાલ૦ ૭

રૂપ કલા ગુણે કરી શોભતી રે લોલ,
ચોસઠ કલાની જાણુ રે                                    શ્રીપાલ૦ ૮
બેઠા સભામા રાજવી રે લોલ
બોલાવે બાલિકા હોય રે                                   શ્રીપાલ૦ ૯
સોળે શણગારે શોભતી રે લોલ,
આવી ઉભી પિતાની પાસ રે                              શ્રીપાલ૦ ૧૦
વિદ્યા ભણ્યાનુ જોવા પારખુ રે લોલ,
રાજા પૂછે તિહા પ્રશ્ન રે                                  શ્રીપાલ૦ ૧૧

**સાખી**–જીવ લક્ષણ શુ જાણવુ, કુણ કામદેવ ઘરનાર,
શુ કરે પરણી કુમારિકા, ઉત્તમ કુલ શુ સાર

રાજા પૂછે ચારનો, આપો ઉત્તર એક,
બુદ્ધિશાળી કુમરી, આપે ઉત્તર છેક
શ્રીપાલ મહારાજ મયણાસુંદરી રે લોલ                    ૧૨
શ્વાસ લક્ષણ પહેલુ જીવનુ રે લોલ,
રતિ કામદેવ ઘર નાર રે                                  શ્રીપાલ૦ ૧૩
જાઈનુ કુલ ઉત્તમ જાતિનુ રે લોલ
કન્યા પરણીને સાસરે જાય રે                             શ્રીપાલ૦ ૧૪
ચાર પ્રશ્નો ઉત્તર એકમા રે લોલ,
સાસરે જાય એમ થાય રે                                  શ્રીપાલ૦ ૧૫

**સાખી**–પ્રથમ અક્ષર વિના જીવાડનાર જગનો કહ્યો,
મધ્યમ અક્ષર વિના સહાર તે જગનો થયો,
અતીમ અક્ષર કાઢતા સહુ મન મીઠુ હોય,
આપો ઉત્તર એકમા જેમ સો વાલુ હોય

આપે ઉત્તર મયણા સુંદરી રે લોલ;
મારી આંખોમાં કાજળ સોહાય રે          શ્રીપાલ૦ ૧૬

**સાખી**–પહેલો અક્ષર કાઢતાં સૌએ વૃક્ષને હોય,
મધ્યમ અક્ષર વિના સૌ મન વ્હાલું હોય;
ત્રીજો અક્ષર કાઢતાં પંડીત પ્યારો થયો,
માગું ઉત્તર એકમાં તાને પુત્રીને કહ્યો.

મયણાએ ઉત્તર આપીઓ રે લોલ;
અર્થ કહ્યો તે વાદળ થાય રે. ૧૭
રાજા પુછે સુરસુંદરી રે લોલ; પૂન્યથી શું શું પમાય રે. ૧૮
ધન યૌવન સુંદર દેહડી રે લોલ; ચોથો મન ગમતો ભરથાર રે.૧૯
મયણા કહે નિજ તાતને રે લોલ; સહુ પામીએ પૂન્ય પસાય રે.૨૦
શિયલ મને શોભે દેહડી રે લોલ, બીજી બુદ્ધિ ન્યાયે કરી હોય રે.૨૧
ગુણવંત ગુરૂની સંગતિ રે લોલ; મલે વસ્તુ પૂન્યને જોગ રે. ૨૨
બોલે રાજા અભિમાને કરી રે લોલ; કરૂં નિર્ધનને ધનવંત રે.૨૩
સર્વ લોક સુખ ભોગવે રે લોલ; એ સઘળો છે મારો પસાય રે.૨૪
સુરસુંદરી કહે તાતને રે લોલ; એ સાચમાં શેનો સંદેહ રે.૨૫
રાય તૂઠ્યો સુરસુંદરી રે લોલ; પરણાવી પેરામણી હોય રે ૨૬
શંખ પુરીનો રાજીઓ રે લોલ; અરિદમન જેનું નામ રે. ૨૭
કોઇ સ્વાર્થે તિહાં આવીઓ રે લોલ; સુરસુંદરી આપી સોયરે. ૨૮
રાયે મયણાને પૂછીયું રે લોલ; મારી વાતમાં તને સદેહ રે ૨૯
મયણા કહે નિજ તાતને રે લોલ; એ શાને કરો અભિમાન રે ૩૦
સંસારમાં સુખ દુઃખ ભોગવે રે લોલ;એ કર્મ તણો છે પસાય રે ૩૧
રાજા ક્રોધે બહુ કળકળ્યો રે લોલ; ભાંખે મયણા શું રોષ વયણ રે.૩૨
રત્ન હિંડોળે હીંચતી રે લોલ; પેરી રેશમી ઉંચાં ચીર રે ૩૩

જગત સહુ જી જી કરે રે લોલ, તાગી ચાકરી કરે પણુ મોય રે ૩૪
તે માગ પમાયથી જાણજો રે લોલ, સર્વ રોળી નાખુ પલમાય રે ૩૫
મયણા કહે તુમ કુલમા રે લોલ, ઉપજવાનો કયા જોયો મે જોશ રે ૩૬
કર્મ સચોગે ઉપની રે લોલ, મળ્યા ખાન પાન આગમ રે ૩૭
અમે મોટે મને માલતા રે લોલ, મુજ કર્મ તણો છે પમાય રે ૩૮
રાજા કહે કર્મ ઉપરે રે લોલ, દીસે તને વણો હઠવાદ રે ૩૯
કર્મ આણેલા ભરથારને રે લોલ, પરણાની ઉતારૂ ગુમાન રે ૪૦
રાજાના ક્રોધને નિવારવા રે લોલ, લઈ ચાલ્યા ચ્યવાડી પ્રધાન રે ૪૧
નવપદધ્યાન પમાયથી રે લોલ, સવિ મકટ દૂર પલાય રે ૪૨
કહે ન્યાયનાગર પેલી ઢાળમા રે લોલ, નવપદથી નવનિધિ થાય રે ૪૩

## ઢાળ ૨ જી

(દાગપુરીનો નેમ ગહર્યો—એ રાગ)

રાજા ચાલ્યો રયવાડિયે, સાથે લીધો છે સૈન્યનો પરિવાર રે
સાહેલી મોરી ધ્યાન ધરો અરિહંત ૧
ઢોલ નિશાન તિહા ધુમકે, બરછીઓને ભાલાનો ઝળકાટ રે સા૦ ૨
ધૂળ ઉડે ને લોક આવતા, રાજા પુછે પ્રધાનને એ ઠોણુ રે સા૦ ૩
પ્રધાન કહે સુણો ભુપતિ, એ છે સાતમે કોઢીયાનુ સૈન્ય રે સા૦ ૪
રાજાની પાસે આવે યાચવા, કોઢીયા સ્થાપિત રાજા એક રે સા૦ ૫
દોઢ ગલી છે એની આગળી, પહોચવા આ ચો કોઢીયા કેરા દુત રે ૬
રાણી નહિ અમાન રાયને, ઉંચા કુળની કન્યા મલે હોય રે સા૦ ૭
કાઢ ખટક રે જાણે કાકરા, નયન ખટકે રે એ તો કેણુ સમાન રે સા૦ ૮
વાયણુ ખટકે જાણે પાડલો, તાતના હૈડે ખટકે મયણાના ગોવર રે સા૦ ૯
કોઢીયા રાજાને કહેવરાવો રે, આવ રે નગરી ઉજ્જેણીની નાયરે સા૦ ૧૦
કીર્તિ અવિચળ રાખવા, આપીશ મારી કુમારી રાજ્યકન્યાય રે સા૦ ૧૧

ઉંબર રાણો હવે આવીયો, સાથે સાતસો કોઢીયાનું સૈન્ય રે. સા૦ ૧૨
આવ્યો વરઘોડો મધ્ય ચોકમાં, ખચ્ચર ઉપર બેઠા છે ઉંબરરાય રે.૧૩
કોઇ લુલાને કોઇ પાંગળા; કોઇને મોટા સુપડા જેવા કાન રે. સા૦ ૧૪
મુખે તે ચાઠા ચગમગે રે, મુખ ઉપર માખીનો ગણુકારરે સા૦ ૧૫
શોર બકોર સુણી સામટા, લાખો લોક જોવાને ભેગા થાય રે.સા૦૧૬
સર્વ લોક મલી પુછતાં, ભૂત પ્રેત કે રખે ને હોય પિશાચરે સા૦ ૧૭
ભુતડા જાણીને ભસે કુતરા, લોકોને મન થયો છે ઉત્પાત રે. સા૦ ૧૮
જાન લઇને અમો આવીયા, પરણે અમારો રાણો રાજકન્યાય રે ૧૯
કૌતક જોવાને લોકો સાથમાં, ઉબર રાણો આવ્યો રાજાની પાસરે. ૨૦
હવે રાય કહે મયણા સાંભળો,કર્મે આવ્યો કરો ભરતાર રે. સા૦ ૨૧
તમે કરો અનુભવ સુખનો, જુઓ તમારા કર્મતણો પસાયરે. સા૦૨૨
કહ્યુ ન્યાયસાગરે બીજી ઢાળમાં, નવપદ ધ્યાને થાય મંગલમાલરે.૨૩

## ઢાળ ૩ જી

(જનનીની જોડ સખી નહિ જડે રે લોલ—રાગ)

તાત આદેશે મયણાં ચિંતવે રે લોલ, જ્ઞાનીનું દીઠું તે થાય રે;
કર્મતણી ગતી પેખજો રે લોલ. ૧
અંશ માત્ર ખેદ નથી આણતી રે લોલ,
નવિ મુખડાનો રંગ પલટાયરે. કર્મ૦ ૨
હવે જાયો રાજાનો કે રકનો રે લોલ,
પિતા સોંપે છે પંચની સાખ રે. કર્મ૦૩
એને દેવની પેરે આરાધવો રે લોલ,
ઉંચા કુળની સ્ત્રીનો આચાર રે. કર્મ૦૪
સુખ રંગ પુનમની ચાંદની રે લોલ.
શાસ્ત્ર લગ્ન વેળા જાણી શુદ્ધ રે. કર્મ૦ ૫

એમ વિચારી મયણા સુંદરી રે લોલ,
કર્યું તાતનું વચન પ્રમાણ રે કર્મ૦ ૬
આવ્યો ઉબર રાણીની ડાબી બાજુએ રે લોલ,
જાને કરે છે હસ્ત મેળાપ રે કર્મ૦ ૭
કોઢીયા ગણુએ કહેવરાવીયું રે લોલ,
કાગ કંઠે મોતી ન સોહાય રે કર્મ૦ ૮
હોય દાસી કન્યા તો પરણાવજો રે લોલ
કોઢીયા સાથે શું રાજકન્યાય રે કર્મ૦ ૯
માતા મયણાની ઝુરતી રે લોલ,
રોવે કુટુંબ સવિ પરિવાર રે કર્મ૦ ૧૦
રાજા તે હઠ મુકે નહિ રે લોલ
કહે મારો નહિ હોય દોષ રે કર્મ૦ ૧૧
કોઈ રાજાના દોષને ધિક્કારતું રે લોલ,
કોઈ કહે કન્યા અપરાધ રે કર્મ૦ ૧૨
દેખી રાજકુમારી અતિ દીપતી રે લોલ,
રોગી સવ થયા રળિયાત રે કર્મ૦ ૧૩
ચાલી મયણા ઉબરની સાથમાં રે લોલ,
કોઢીયા તણો આવાસ રે કર્મ૦ ૧૪
હવે ઉબર રાણો મન ચિંતવે રે લોલ,
ધિક ધિક મારો અવતાર રે કર્મ૦ ૧૫
સુંદર રંગીલો દેખી શોભતા રે લોલ,
તેનું જીવન કર્યું ધૂળ રે કર્મ૦ ૧૬
કહે ઉબર રાણો મયણાસુંદરી રે લોલ,
તમે ઉંડો કરીને આલોચ રે કર્મ૦ ૧૭

તારી સોના સરિખી દેહડી રે લોલ,
મારી સંગતથી થાશે વિનાશ રે. કર્મ૦ ૧૮
તું તો રૂપે કરી રંભા સારિખી રે લોલ.
મૂજ કોઢીયા સાથે શું સ્નેહ રે. કર્મ૦ ૧૯
પતિ ઉંબર રાણાનાં વચન સાંભળીરે લોલ,
મયણા હૈડે તે દુઃખ ન માય રે. કર્મ૦ ૨૦
દળક દળક આંસુ ઢળે રે લોલ.
કાગ હસવું દેડક જીવ જાય રે. કર્મ૦ ૨૧

**સાખી:**—કમલિની જળમાં વસે, ચંદ્ર વસે આકાશ;
જે જીહાં રે મન વસે, તે તિહાં રે પાસ કર્મ૦ ૨૨

હવે મયણા કહે ઉંબર રાયને રે લોલ,
તમે વાલા છો જીવન પ્રાણ રે. કર્મ૦ ૨૩
પશ્ચિમ રવિ ઉગે નહિ રે લોલ;
નવિ લોપે જલધિ મર્યાદ રે. કર્મ૦ ૨૪
સતિ અવર પુરૂષ ઇચ્છે નહિ રે લોલ,
કદી પ્રાણ જાય પરલોક રે. કર્મ૦ ૨૫
ચચની સાખે પરણાવીયો રે લોલ,
અવર પુરૂપ બંધવ હોય રે. કર્મ૦ ૨૬
હવે પાય લાગીને વિનવું રે લોલ,
તમે બોલો વિચારી બોલ રે કર્મ૦ ૨૭
રાત્રી વીતી એમ વાતમાં રે લોલ,
બીજે દિન થયો પ્રભાત રે. કર્મ૦ ૨૮
હવે મયણા આદીશ્વર ભેટવા રે લોલ,
જાય સાથે લઇ ભરથાર રે. કર્મ૦ ૨૯

પ્રભુ કેશર ચંદને કરી પુજીયા રે લોલ,
વળી કંઠે ઠવી ફુલમાળ રે કર્મ૦ ૩૦
કરી ચૈત્યવંદન ભાવે ભાવના રે લોલ
ધરે મયણા કાઉસ્સગ્ગ ધ્યાન રે કર્મ૦ ૩૧
પ્રભુ હાથે બીજોરૂ શોભતુ રે લોલ,
વળી કંઠે ઠવી ફુલમાળ રે કર્મ૦ ૩૨
શાશન દેવતા સહુ દેખતા રે લોલ,
આપ્યુ બીજોરૂ ફુલમાલ રે કર્મ૦ ૩૩
લીધુ ઉંબર રાણાએ તે હાથમા રે લોલ,
મયણા હૈડે તે હર્ષ ન માય રે કર્મ૦ ૩૪
પૌષધશાળામા ગુરૂ વાંદવા રે લોલ,
લઈ ચાલી મયણા સાથે ભરથાર રે કર્મ૦ ૩૫
ગુરૂ આપે છે ધર્મદેશના રે લોલ,
દોહિલો મનુષ્ય અવતાર રે કર્મ૦ ૩૬
પાચે ભૂલ્યો ન ચારે ચૂકીયો રે લોલ,
ત્રણનુ ન જાણ્યુ નામ રે કર્મ૦ ૩૭
જગત ઢંઢેરો ફેરીયો રે લોલ,
બોલે છે શ્રાવક મારૂ નામ રે કર્મ૦ ૩૮
લટલા શુ લાગી રહ્યો રે લોલ,
વાલા નન્નો રહ્યો હજુર રે કર્મ૦ ૩૯
ઉંબર મયણાએ ગુરૂ વાંદીયા રે લોલ,
ગુરૂએ દીધો છે ધર્મલાભ રે કર્મ૦ ૪૦
સખી પરિવારે તુ શોભતી રે લોલ,
આજે ન દીસે કોઇ કેમ રે કર્મ૦ ૪૧

સર્વ વૃત્તાંત સુણાવીયો રે લોલ,
છે એક વાતનું મને દુઃખ રે. કર્મ૦ ૪૨
દેખી જૈન શાસનની હેલના રે લોલ.
કરે મૂર્ખ મિથ્યાત્વી લોક રે. કર્મ૦ ૪૩
હવે મયણા ગુરૂને વિનવે રે લોલ,
રોગ મટે જો ભરથાર રે. કર્મ૦ ૪૪
મંત્ર જંત્ર બુટ્ટી ઔષધિ રે લોલ,
ભણી મંત્ર બીજા ઉપચાર રે. કર્મ૦ ૪૫
ગુરૂ કહે મયણાસુંદરી રે લોલ,
નહિ એ અમારો આચાર રે. કર્મ૦ ૪૬
ગુરૂ કહે મયણાસુંદરી રે લોલ,
આરાધો નવપદ ધ્યાન રે. કર્મ૦ ૪૭
તેથી વિષ સહુ દુરે થશે રે લોલ.
ધર્મ ઉપર રાખો દૃઢ મન્ન રે. કર્મ૦ ૪૮
કહે **ન્યાયસાગર** ત્રીજી ઢાળમાં રે લોલ.
તમે સાંભળો નરનાર રે. કર્મા૦ ૪૯

## ઢાળ ૪ થી.

(રાતું રાતું ગુલાબનું ફુલ ગુલાબે રમતીતી—એ રાગ)
મયણા સિદ્ધચક્ર આરાધે ગુલાબે રમતીતી;
નિજ પતિ ઉંબરની સાથે જાપો જપતીતી૦ ૧
પહેલે પદે અરિહંત પૂજે ગુલાબે રમતીતી;
હણ્યા ઘાતિ અઘાતિ ધ્રુજે જાપોને જપતીતી૦ ૨
ત્રણ લોકની ઠકુરાઇ છાજે ગુલાબે રમતીતી
વાણી પુર જોજનમાં ગાજે. જાપોને જપતીતી. ૩

બીજે પદે સિદ્ધ મહારાજ ગુલાબે રમતીતી
ત્રણુ લોકના થઈ શીરતાજ જાપોને જપતીતી ૪
ત્રીજે પદે આચારજ જાણો, ગુલાબે રમતીતી
મળી લાકડી અધ પ્રમાણો જાપોને જપતીતી૦ ૫
ચોથે પદે ઉપા યાય મોહે ગુલાબે રમતીતી
ભણે ભણાવે જગમન મોહે જાપોને જપતીતી૦ ૬
પદ પાચમે સાધુ મુનિરાયા ગુલાબે રમતીતી
ગુણ સત્તાવીશ સોહાયા જાપોને જપતીતી૦ ૭
મન વચન ગોપાવી કાયા ગુલાબે રમતીતી
વદુ તેવા મુનિવર રાયા જાપોને જપતીતી૦ ૮
છઠ્ઠે દરિસણ પદ છે મૂલ ગુલાબે રમતીતી
કોઈ આવે નહિ તસ તોલ જાપોને જપતીતી ૯
મોહે સાતમુ પદ વરનાણ ગુલાબે રમતીતી
તેના ભેદ એકાવન જાણુ જાપોને જપતીતી૦ ૧૦
જ્ઞાન પાચમુ કેવળ થાય ગુલાબે રમતીતી
ત્રણ લોકના ભાવ જણાય જાપોને જપતીતી ૧૧
પદ આઠમે ચરિત્ર આવે ગુલાબે રમતીતી
દેવો ઇચ્છા કરે ના પાવે જાપોને જપતીતી૦ ૧૨
ભવિ જીવો તે ભાવનાના ભાવે ગુલાબે રમતીતી
કોઈ રીને ઉદયમા આવે જાપોને જપતીતી૦ ૧૩
કરે નવમે તપ પદ ભાવે ગુલાબે રમતીતી
ચા૦ કર્મો બાળી રાખ થાવે–જાપોને જપતીતી૦ ૧૪
સિદ્ધિ આતમ અનતી પાવે ગુલાબે રમતીતી
દેવદેવી મલી ગુણ ગાવે જાપોને જપતીતી૦ ૧૫

પ્રભુ પુજો કેસર પદ ઘોળી(ગુ૦)ભરી હરખે હેમ કચોળી જા૦ ૧૬
ભરી શુધ્ધ જળે સંઘોળી(ગુ૦)ચઉ ગતિની આપદા ચોળી જા૦ ૧૭
દુરગતિના દુખ હરે ઢોળી (ગુ૦)આસો સુદ સાતમથી ખોલી જા૦૧૮
કરે નવ આંબલની ઓળી(ગુ૦)મલી સરખી સહિયરની ટોળી જા૦૧૯
મયણા ધરે નવપદ ધ્યાન(ગુ૦) પતિકાયા થઇ કંચનવાન જા૦ ૨૦
સહુ મંત્રમાં છે શિરદાર, (ગુ૦) તમે આરાધો સૌ નરનાર જા૦ ૨૧
**ન્યાયસાગરે** ઢાળ કહી ચોથી ગુ૦ હવે પૂજજો જ્ઞાનની પોથી જા૦૨૨

## નટવાની સજઝાય.

નટવો થઇને એવા નાટક નાચ્યો હો જીનવરીયા,
સુણ તું જીનવરીયા સંસારમાં હું જીનવરીયા નટવો૦૧
પહેલો નાચ્યો પેટમાં માતાના બહુ વાર,
ઘોર અંધારી કોટડી ત્યા કોણ સુણે પોકાર,
ત્યાં માથું નીચું ને છાતી ઘોડો હો જીનવરીયા નટવો૦૨
હાડમાંસનો પીંજરો ઉપર મઢીયો ચામ,
મળમૂત્ર માંહે ભર્યો, માન્યો સુખનો ધામ,
ત્યાં નવનવ મહિના ઉંધે મસ્તકે લટકયો હો જીનવરીયા. ન૦૩
અઠ કોડી રામરાયમાં કરી ધગ ધગતી સોય,
કોય પોવે સામટી કષ્ટ આઠ ઘણુ હોય,
ત્યાં માતાને પણ જમનુ દ્વાર દેખાડયું હો જીનવરીયા ન૦૪
બાંધી મુઠી હાથમાં, લાવ્યો પુન્ય પાપને લાળ,
હુંહુંઆ કરી હું રડું જનમા હરખ અપાર,
ત્યાં પડદામાંથી રંગભૂમિમાં આવ્યો હો જીનવરીયા. ન૦૫
પારણીયામાં પોઢયો માતા હાલો ગાય,
ખરડાયો મળમૂત્રમાં અંગુળી મુખમા જાય,
ત્યાં ભીંનામાંથી સુકામાં સુવડાવ્યો હો જીનવરીયા. નટવો૦૬

છોટાનો મોટો થયો રમતો ધુળી માહિ,
પિતાએ પરણાવીયો માતાને હરખ ન માય
પછી નારીનો નચાવ્યો થૈઇ થૈઇ નાચ્યો હો જીનવરીયા નટવો૦૭
કુટુંબ ચિંતા કાળ્મી ચુંટી કલેજુ ખાય,
તેથી ભલેરી હાડણી મનડું માહી મુઝાય
જાણે ડોપીટાનો કીડો જાળમા ગુંચાયો હો જીનવરીયા નટવો૦૮
દાઢા ને દાતો પડ્યા નીચા ઢળીયા નેણ,
ગાલોની ગાલો ગઇ ખમખમ કરતી ખેણ,
પછી રોગી થઇને ડગમ ડગમ ચાલ્યો હો જીનવરીયા નટવો૦૯
ચારગતી ચોગાનમા નાચ્યો નાચ અપાર,
**ન્યાયસાગર** નાચ્યો નહિ રત્નત્રયીને કાજ,
કુમતીનો ભરમાયો કાંઈ ન સમજ્યો હો જીનવરીયા નટવો૦૧૦

## 'રૂપે ન રાચીયે'ની સજ્ઝાય

ભલાભાઇ ઉપરથી આયાસ રૂપે નવ રાચીયે,
તના ગુણ તણો કરીએ તપાસ સદાય સુખી થાઇએ,
થાળ ભર્યો થોર દુધનો રે ઉજળો અધિક સોહાય,
પણ તે મના દુધથી અતિ ઉજળુ પીતા પીનારનો જીવ જાય રૂપે૦૧
કટકો કાચ ખીચોરનોર સાકરથી અધિક સોહાય,
પણ ભૂલથી ભોજનમા ભેળવ્યો રે જમતા જમનારનો જીવ
જાય રૂપે૦૨
સાકળી પિત્તલ સોહામણી રે સુવર્ણથી અધિક સુહાય,
પણ તાપે મેલી તપવારે પિતળ નીકળુ તર પ્રમાણુ રૂપે૦૩
આકડાના ફળ અતિ ઓપતા રે, આબાના ફળનો આકાર,
પણ રસ ધન રસલીજીએ રે કાપી જુને તો નીકળ્યો કપાસ રૂ૦૪

ખુદ્દો વટાવ્યો ભીખારીએ રે લીધો ને રૂપાંયો એક
પણ પારખ આગળ પરખાવીયો રે નાંખ્યુ ફેખી ત્યાં મેલી રે
પોક. રૂપે૦ ૫
નીર નીહાળ્યું નિરમળુ રે મોતીના સરસ સામાન.
પણ ખારૂં લાગ્યું ખેદ ઉપજ્યો રે ઘણી તરસે જાય તેના પ્રાણ. રૂપે૦ ૬
ઘણી લાજે તાણે ઘુમટો રે નારી એવી એક જાણ.
પણ પાસે જઇને પુછીયું રે ગણીકા ચંદીકા છે એનું નામ. રૂપે૦
નર અંગે એક ઉજળો રે પહેર્યો તે જરીનાળો એસ,
પાસે જઇને પુછીયું રે ત્યાં તો નીકળ્યો ધુતારાનો વેશ રૂપે૦ ૮
ધ્યાન ધરે બગ બાપડો રે તાપસ થયો રે પુરાણ,
પણ માછલીએ મુનિવર જાણીને રે પાસે જઇને ખોયા તેના
પ્રાણ રૂપે૦ ૯
હીર વિજય ગુરૂ હીરલો જ્ઞાનનો દે ઉપદેશ,
પદ હ્રદયમાં વિવેક ન ધારિયો રે, તેનો જનમારો ગયો છે ફોક.
રૂપે નવ રાગીયે તેના ગુણ તણો કરીએ તપાસ;
સદાય સુખી ધારીએ

## શ્રી સ્થુલિભદ્રની સજઝાય.

આંબો મોર્યો હે આંગણે, પરીમલ પુહવી ન માય,
પાસે ફુલી હે કેતકી, ભ્રમર રહ્યો હે લોભાય. આંબો૦
આવો સ્થુલિભદ્ર વાલહા, લાછલદેના હો નંદ,
તુમશું મુજ મન મોહીયું, જેમ સાયરને ચંદ. આંબો૦
સુગુણા સાથે હો પ્રીતડી, દીનદીન અધીકી હો થાય,
એઠો રંગ મજીઠનો કદીએ ચટકી ન જાય. આંબો૦
નેહ વિહુણા માણસા, જેવા આવળ ફૂલ,
દીસંતાં રળીયામણા, પણ નવી પામે હો મુલ. આંબો૦

કોયલડી ટહુકા કરે, આખે હેડુકે લુણ,
સ્થુલિભદ્ર સુરતરૂ સારિખા, કોશ્યા કણુયર ક્ખ
સ્થુલિભદ્રે કોશ્યાને બુઝવી, દીધુ સમકીત સાર,
રૂપવિજય કહે શિયળથી, લહીએ સુખ અપાર.

## 'પામર પ્રાણી ચેત'ની સજઝાય.

સહુ ધરબાર સારૂ મિથ્યા કે છે મારૂ મારૂ,
તેમા નથી કશુ તારૂ રે, પામર પ્રાણી
ચેત તો ચેતાવુ તને રે, પામર પ્રાણી
ખખેરીને હાથ ખાલી, ઓચિંતાનુ જવુ ચાલી,
કરે માથાકુટ ખાલી રે પામર પ્રાણી૦ ૧
તારા હાથે વપરાશે તે, તેટલુ જ તારૂ થાશે,
બીજુ તો બીજાને જાશે રે પામર પ્રાણી૦ ૨
આવે તારી સાથે એવો, કમાયો તુ માલ કેવો,
હવે જ તપાસ તેવો રે પામર૦ ૩
શાહુકારીમા તુ સવાયો લાખોપતિમા તુ લેખાયો,
કહેને સાચુ શુ કમાયો રે પામર૦ ૩
માખીયો એ મધ કીધુ, ન ખાધુ ન દાન દીધુ,
લુટનારે લુટી લીધુ રે પામર૦ ૪
દેવે નર રતન દીધુ, તેને ન કીમતી ન કીધુ,
મણિ સાટે કકર લીધુ રે પામર૦ ૫
ખોળામાથી ધન ખોયુ, ધુળથી કપાળ ધોયુ,
શાણપણુ તારૂ જોયુ રે પામર૦ ૬
હજી હાથમા છે બાજી, કર તુ પ્રભુને રાજી,
તારી સુધી કર તાજી રે પામર૦ ૭

મનનો વિચાર તારો, મનમાં રહી જનારો, પામર૦૮
વળી પાછો ના આવે વારો રે.
હાથમાથી બાજી જાશે, પછીથી પસ્તાવો થાશે; પામર૦૯
પછી કાંઇ કરી ન શકાશે રે.
નીકળ્યો શરીરમાંથી, પછી તું માલીક નથી, પામર૦૧૦
રત્નવિજય કહે કથી રે.

## સોળ સુપનની સજઝાય.

સુપન દેખી પહેલડે ભાગી કલ્પવૃક્ષની ડાળ રે.
રાજા સંજમ લેશે નહિ દુશમન પંચમ કાળ રે. ચંદ્રગુપ્ત સુણો૦૧

અકાળે સુરજ આથમે તેનો શો વિસ્તાર રે,
જન્મ્યો તે પંચમ કાળમાં તેને કેવળ જ્ઞાન નવિ હોશે રે. ચંદ્રગુપ્ત૦૨

ત્રીજે ચંદ્રમા ચારણી તેનો શો વિસ્તાર રે,
સમાચારી જુદી જુદી હોશે બારે વાટે ધર્મ વ્હેશે રે. ચંદ્રગુપ્ત૦૩
ભુતભૂતાદી દીઠા નાચતા, ચોથા સુપનનો વિસ્તાર રે,
કુદેવ કુગુરૂ કુધર્મની, માન્યતા ઘણેરી હોશે રે. ચંદ્રગુપ્ત૦૪
પાંચમે નાગ દીઠો બાર ફણો, તેનો શો વિસ્તાર રે,
વર્ષ થોડાને આંતરે, હોશે બાર દુકાળ રે. ચંદ્રગુપ્ત૦૫
દેવ વિમાન છઠે વળ્યા, તેનો શો વિસ્તાર રે,
વિદ્યા તે જંઘાચારણી, લબ્ધિનો વિચ્છેદ રે. ચંદ્રગુપ્ત૦૬
ઉગ્યું તે ઉકરડા મધ્યે, સાતમે કમળ વિચાર રે,
એક નહિ તે વાણીયા, જુદા જુદા મત હોશે રે ચંદ્ર૦૭
થાપના થાપશે આપણી, પછે વિરાધક ઘણા હોશે રે,
જૈનધર્મનું તેજ ઓસરી, વ્યાપશે મિથ્યાત્વ ઘોર અંધકાર રે. ચંદ્ર૦૮

સુકા સરોવર દીઠા ત્રણ દીશે રે, દક્ષિણ દીશે ડોળા પાણી રે,
ત્રણ દીશે ધર્મ હોશે નહિ, દક્ષિણ દીશે ધર્મ હોશે રે
ચંદ્રગુપ્ત૦૯

સોનાની રે થાળી મધ્યે, કુતરો ખાવે છે ખીર રે,
ઉચ તણી રે લક્ષ્મી જશે, નીચ તણી વેર હોશે રે
ચંદ્રગુપ્ત૦૧૦

હાથી માથે રે બેઠા વાદરો, તેનો શો વિસ્તાર રે,
મ્લેચ્છ રાજા ઉચા હોશે, અસલી આર્ય હેઠા હોશે રે
ચંદ્રગુપ્ત૦૧૧

સમુદ્રે મર્યાદા મુકી બારમે, તેનો શો વિસ્તાર રે,
શિષ્ય ચેલાને પુત્ર પુત્રીઓ, નહિ રાખે મર્યાદા લગાર રે
ચંદ્રગુપ્ત૦૧૨

રાજકુવર જ ચઢયો પોઠીયે, તેનો શો વિસ્તાર રે,
ઉચો તે જૈન ધર્મ છાડીને, રાજા નીચ ધર્મ આદરશે રે
ચંદ્રગુપ્ત૦૧૩

રત્ન ઝાખા દીઠા ચૌદમે, તેનો શો વિસ્તાર રે,
ભરતક્ષેત્રના સાધુ સાધ્વી, તેને હેત મેળાવા થોડા હોશે રે ચંદ્ર૦૧૪

મહાવતે જુત્યા વાછરડા, તેનો શો વિસ્તાર રે,
બાળક ધર્મ કરશે સદા, બુઢ્ઢા પ્રમાદમા પડયા રહેશે રે
ચંદ્રગુપ્ત૦૧૫

હાથી લડે રે મહાવત વિના, તેનો શો વિસ્તાર રે,
વર્ષ થોડાને આતરે માગ્યા નહિ વર્ષે મેઘ રે ચંદ્રગુપ્ત૦૧૬

વ્યવહાર સૂત્રની ચૂલિકા, મધ્યે ભદ્રબાહુ મુનિ એમ ભાખે રે,
સર્વ સુપનનો અર્થ એ, સાભળો રાય સુધીર રે ચંદ્ર૦૧૭

## સંગતની સજ્ઝાય.

લોઢું લાલ બને અગ્નીની સંગે, કોણ રાખ્યું રહે ક્ષણવાર
નીકળે જો બહાર સંગત તેને શું કરે                સંગત૦૧
આર મેઘ વર્ષે બહુ જોરથી,
પણ મગશેળીયો ન ભીજાય અવર ભીજી જાય.   સંગત૦૨
ઘૃત દુધ સાકરથી સીંચ્યો, સદા લીંબડાની કડવાશ ન જાય
મધુર નવિ થાય                                    સંગત૦૩
ચંદન વૃક્ષના મુળે વિંટાઇ, રહ્યો મણીધર ન મુકે સભાવ,
જાણે ન પરભાવ.                                   સંગત૦૪
પાણી માંહે પડયો રહે સર્વદા, કાળમીંઢ તણું એવું
જોર ભીંજે નહિ કોર.                             સંગત૦૫
આધણ ઉકળતા માંહે ઓરીએ, કરકોરડીયો
ન રંધાય અવર ગળી જાય.                         સંગત૦૬
ખર નિર્મળ નિરે નવરાવીએ પડે રાખ દેખી તત્કાળ
આણી મન વહાલ.                                  સંગત૦૭
ધુવે સોમણ સાબુ સાથે લેઇ, પણ કોયલા ઉજળા ન થાય,
કાળાશ ન જાય.                                   સંગત૦૮
કાળા રંગનું કપડું લેઇને રાતા રંગમાં બોળે ઝબોળ;
પણ મટે નહિ ડોળ.                                સંગત૦૯
ઝરમર ઝરમર મેહુલો, વર્ષી રહ્યો લીલી કંચન
થઈ વનરાય જવાસો સુકાય.                       સંગત૦૧૦
કાગે હંસ તણી સોબત કરી, નવી મુકયું પોતાનું ચરિત્ર,
જોશો એની રીત.                                  સંગત૦૧૧
કસ્તુરીના કયારામાં રોપતાં, નવી જાય લસણ કેફ;
વાસ દુષ્ટ જેની પાસ.                             સંગત૦ ૧૨

કસ્તુરીને કપુરની ગંધમાં કદી દુરગંધી દાટે જો કોઈ,
સુગંધી ન હોય                                    સગત૦ ૧૩
સતી સદ્ગુણવતીના સંગ કદી દુષ્ટને નાવે રંગ,
ખોટા એના ઢંગ                                    સગત૦ ૧૪
દુર્જને સજ્જનની સંગત કરી પણ અંતરથી કપટ ન જાય,
સજ્જન નવિ થાય                                   સગત૦ ૧૫
ગાઢ અજ્ઞાની જ્ઞાન પામે નહિ કહે સંત મહાગમ આમ,
ભણે મુનિ શ્યામ                                   સગત૦ ૧૬

## જંબુસ્વામિની સજ્ઝાય

સરસત સ્વામિને વિનવું, સદ્ગુરૂ લાગુંજી પાય
ગુણ રે ગાશું જંબુસ્વામિના, હરખ ધરી મનમાંય
ધન ધન જંબુ સ્વામિને ૧
સંયમપંથ સ્વામિ દોહિલો, વ્રત છે ખાંડાની ધાર,
વેળુ સમાન વાળ્યા કોળીઆ, તે કેમ વાળ્યાજી જાય
ધન ધન૦ ૨
મધ્યાન્હ પછી કરવી ગોચરી, લેવોજી સૂજતો આહાર,
પાયે અડવાણેજી ચાલવું, દિનરાત તપ રે લલાટ ધન ધન૦ ૩
કોડી નવાણું સોવન તાહરે, તાહરે આઠેજી નાર,
ભોગ વેળા રે જોગ કાંઈ લીધો, ભોગવો ભોગ અપાર
ધન ધન૦ ૪
રામ સીતાના વિજોગથી, બહોત કીયારે સંગ્રામ,
છતીરે નારી તુમે કાં તજો કાં તજો ધનને નિધાન ધન ધન૦ ૫
પરણીને શુંજી પરીહરો, હાથ મલ્યાનો સંબંધ,
પછી રે કરશો સ્વામિ ઓરતો, જેમ કીધો મેઘ મુણીંદ
ધન ધન૦ ૬

સંયમપંથ સ્વામિ દોહિલો; વ્રત છે ખાંડાની ધાર,
ભોગવેળા જોગ કાં લીયો, ભોગવો ભોગ સંસાર. ધન ધન૦ ૭
રતન કચોળે સ્વામિ જીમતા; હવે કાચલીએ વ્યવહાર
પલંગ તળાઇ સ્વામિ પોઢતાં, સંથારે વ્યવહાર ધન ધન૦ ૮
શિયાળે શીતળ ઢળે, ઉનાળે લૂ વાય
વરસાલે મેહૂલા ઝીકે પડે, તમો છો અતિ સુકુમાળ. ધન ધન૦૯
પંખી મેળાવો સહુ મળે, પ્રભાતે જેમ ઉડી જાય.
જે જેવી કરણી કરે, તે તેવી ગતિ થાય. ધન ધન૦ ૧૦
જંબૂ કહે નારિ પ્રતે, અમે લઇશું સંજમ ભાર,
સાચો સ્નેહ કરી દાખવો; સંયમ લીયો અમ સાથ. ધન ધન૦૧૧
તેણે સમે પ્રભવો આવીઓ, પાંચસેં ચોર સધાન;
તેને જંબુસ્વામિએ બુઝવ્યો, બૂઝવી આઠે નાર. ધન ધન૦ ૧૨
સાસુ સસરાને બૂઝવ્યા, બુઝવ્યા માતને તાત;
સુધર્મા સ્વામિ પાસે આવીઆ, લીધોજી સંજમ ભાર.
ધન ધન૦ ૧૩
પાંચસેં સત્તાવીસ સંગાતે; વિચરેજી મનને ઉલ્લાસ,
કર્મ ખપાવી થયા કેવળી, પામીયા ભવ કેરો પાર ધન ધન૦ ૧૪
સંવત સત્તર છાસઠમાં, કડુપુર નગર મોઝાર;
ભાગ્યવિમળસૂરિ એમ ભણે, જંબુ નામે હોવે જય જયકાર.
ધન ધન૦ ૧૫

## પૈસા ઉપરની સજ્ઝાય.

પૈસો ઝેર કરાવે રે એ પૈસાથી દૂરે રહેજો,
જબરૂ માન ધરાવેરે, શીખ એ સાચી માની લેજો;
વૈર વિરોધ વસાવેરે, દેશવટો પૈસાને દેજો

મનને મતિ મુઝાવેરે એ સદેશો સૌને કહેજો
એ પૈસો છે લીલો પીળો ધોળો રાતો જાણો એ આકણી
પાસ લાગેને દાઘ પડે તમે ડોયલા સમ પરમાણો
પૈસો ઝેર કરાવે૦ ૧
એ પૈસાનુ ઝેગ મળે ને, એ પૈસાની ગાડી,
એ પૈસાના પાક પતાસા, એ પૈસાની લાડી પૈસો ઝેર કરાવે૦૨
મહેલ અરૂખા બાગ બગીચા, રથ હાથી ને ઘોડા,
આતસબાજી કરે રોશની, ચઢે મોટા વરઘોડા પૈસો ઝેર કરાવે૦૩
પૈસા માટે નાનકશાહી, ડટા બોહોત લગાવે,
કોઈ લહી શકરના વેશો, ભૂડી ભીખ મગાવે પૈસો ઝેર કરાવે૦ ૪
પૈસા માટે જોગી જતીયો, સાધુ સત સન્યાસી,
કઇક મોહ ધર્યો પૈસાનો, કઇક થયા નિરાશી પૈસો ઝેર કરાવે૦૫
પૈસા માટે આક ફરકમા, કરના દોડમ દોડા,
પુણ્ય વિન પૈસો નવિ દેખે જ્યા ત્યા ખાતા જોડા
પૈસો ઝેર કરાવે૦ ૬
નાના મોટા નરને પૈસો, નારીને અધિકેરો,
વળી વિશેષે અતિઘણો વ્યાપે, ઘરડાને ઝાઝેરો
પૈસો ઝેર કરાવે૦ ૭
પૈસાના પુજારી લોકો, કરતા હૈસો હૈસો,
ખાતા પિતા હરતા ફરતા, જપતા પૈસો પૈસો પૈસો ઝેર કરાવે૦ ૮
પૈસાને પરમેશ્વર માન્યો, આખી આલમના લોકે,
પૈસા જાતા પેટ કુટતા, રડતા પોકે પોકે પૈસો ઝેર કરાવે૦ ૯
પૈસાની માયા છે મોટી, જગબધન કહેવાની,
પૈસો પાટુ મારે તો પણ, દુનિયા આખી ફસાની
પૈસો ઝેર કરાવે૦ ૧૦

ભઇભત્રીજા. કુટુંબકબીલા, કાકા ને વળી મામા,
પૈસા માટે શરમ ન રાખે, ઉભા રહે છે સામા.
પૈસો ઝેર કરાવે૦ ૧૧
ઝાઝે પૈસે સુખ ન દેખે, થોડે પૈસે દુઃખીયા,
સદ્‌ગુરૂ કહે સંતોષ ધરે તો, સદા રહે છે સુખીયા.
પૈસો ઝેર કરાવે૦ ૧૨
સુખનું મુળ સંતોષ–સાંકળે; જે નર તૃષ્ણા જકડે,
નીતિ નિયમનો ઉદય કહે તો, સીવનારી કર પકડે.
પૈસો ઝેર કરાવે૦ ૧૩

## શિખામણની સજ્જાય.

જીવ ક્રોધ મ કરજે, લોભ મ ધરજે, માન મ લાઇશ ભાઇ,
કુડા કર્મ મ બાંધીશ, ધર્મ મ ચુકીશ ભાઇરે ભોળા,
હાંરે તમે કંઇ કરો તત્ત્વને સાધો, દોહીલો માનવભવ લાધ્યો૦ ૧
ઘર પછવાડે દેરાસર જાતાં, વીરા વિમાસણ થાય,
ભૂખ્યો તરસ્યો રાઉલ રાત્રે, માથે સહેનો ઘાય રે. ભોળા૦ ૨
ધર્મ તણી પોશાળે ચાલ્યો, સુણીને સદગુરુ વાણી,
એક વાત કરે બીજો ઉઠી જાવે, નયણે નીંદ ભરાણી રે. ભોળા૦ ૩
નામે બેઠો લોભે પેઠો, અર પોર નિશિ જાગ્યાં,
બેઘડીનું પડીક્કમણું કરતાં, ચોખ્ખું ચિત્ત ન રાખ્યું રે ભોળા૦ ૪
આઠમ ચોદશ પુનમ પાખી, પર્વ પજુસણ સારો,
બે ઘડીનું પચ્ચખાણ કરંતાં, એક બીજાને વારો રે. ભોળા૦ ૫
કીર્તિ કારણ પગરણ માંડી, અર્થ ગરથ સવિ લુંટે,
પુન્યને કાજે પારકું પોતાનું, ગાંઠ થકી નવો છુટે રે ભોળા૦ ૬
ઘરની ગૃહિણીને ઘાટ ઘડાવ્યા, પેરણ આછા વાઘા,
દશ આંગળીએ દશ વેઢજ પહેર્યા, નિરવણ જવું છે નાગા ભોળા૦ ૭

વાકો અક્ષર માથે મીડુ, નીલવટ આછે ચાંદો,
મુનિ લાવણ્ય સમય એમ બોલે, આ ભવ પાર ઉતારો રે લો૦ ગા૦૮

## શિખામણની સજ્ઝાય

ક્રોધ કોડી કીધો માનજી ભાઈ માયા સરખી માડી તારે,
લોભણ એની ધ્યાઈનો જીવડા કેમ જીવાને રે પાપીદળ
આવીને પડીયુ ૦ ૧
દાન સગને લેખ જ લખીયો, શીયલ સુભટ છે બકો,
તપ તણા કાઇ તેજમા તો ભાવે દીધો ડકો ૦૨
ચાર જણાએ ગઢ જ ઘેર્યો, બીજા સઘળા મળીઆ,
દશ દિશાથી ધાડ પડી તેડાવ્યા તેથી બળીઆ,
ચેતન ચિતા શેની રે આ પણે, વાર આવીને પહોચી
વાર આવીને તતક્ષણ પોચી નગરી થઇ છે મોતી ચેતન૦૩
ચાર જણાએ બાધી કાઢયો, બીજે સઘળે જાણ્યુ,
ચેતન જ્યારે ચેતીઓ બેહુ મમતાનુ ટાણુ ચેતન૦૪
ચદો કહે પ્રભુ સાહેબ મેના ઇસકુ દીલ મીલાયા,
માન વિજયનો પડીત બોલે જીત નિશાન બજાયા ચેતન૦૫

## મનને સમજાવવાની સજ્ઝાય

મન તને શી રીતે સમજાવુ
કોટાટી ઉપાય કરૂ પણ, વશ કરવામા ન ફાવુ મન૦૧
સર્વ વિષયનો ભોગ કરે પણ, લેશ ન તૃપ્તિ પાવે,
ક્ષણુ ક્ષણ વિષયો નવ નવા ચાહે, લેશ ન સતોષ લાવે મન૦૨
મન તુ પલકમા લાજ લૂટાવે, કીણુવિધ વશમા ન આવે મન૦ ૩
વાયુ વિજળી કરતા અતિ વેગી, કશુ ન કાને ધારે,
શીખામણને નહી ગણકારે જગમા કો'થી ન હારે મન૦૪

તારી માયા ભવ પડછાયા, તુજથી પ્રગટે કાયા,
સર્વ જીવોને નાચ નચાયા, અજબ છે તારી માયા. મન૦૫
શ્વાનની પૂંછડી પેઠે વાંકું, સીધું ક્યારે ન થાયે,
કોટી વરસ સુધી વશમાં રહે પણ, ક્ષણમાં છૂટી જાવે. મન૦૬
તુજને વશમાં કરવા માટે, જ્ઞાનોત્સાહ જગાવું,
તુંજ માટે લડી મહાવીર પદવી, લેવામાં લય હું લગાવું. મન૦૭
મન તને જ્ઞાન વડે વશ લાવું, નિશ્ચય એહ ન ડગાવું,
મન તને જ્ઞાનવડે વશ લાવું. મન૦ ૮
શુદ્ધાતમ ઉપયોગે આતમ, આપો આપ રમાવું;
બુદ્ધિસાગર શિવ સુખ પાવું, જગજશ ડંકો બજાવું,
મન તને આતમ માંહે સમાવું. મન૦ ૯

## કર્કશા સ્ત્રીની સજઝાય.

મ ધરી ઉપર કૌઆ બોલે, પાહૂણા આવ્યા તીન
પાહૂણા થારી મૂછો બાળું, ધાણા ન લાવ્યા કશુંવીણ.
કરકશા નાર મલી ધન ધન રે, ધણીજી તેરા ભાગ્યા. કરકશા૦૧
પાહૂણા આવતા દેખીનેરે, ચૂલો દિઓ બુઝાઇ,
બે લાતો પરણ્યાને મારી, આપ બેઠી રીસાઇ. કર૦ધન૦૨
મોઠ બાજરો પીરસણોરે, લેઇ બેઠી ભર સૂપ,
અબ જો પરણ્યો મુજને કેવે, જાઇ પડુંગી કૂપરે. કર૦ધન૦૩
ઘરમાં ઘંટી ઘરમાં ઉખલ, પર ઘેર પીસણુ જાય;
પાડોશણ શું વાત કરંતાં, ચૂણ ગડકલાં ખાય રે. ક૦ધન૦૪
માંચો બાળ્યો, બરડો બાળ્યો, બાળી ડોલાની ડાંડી;
છાપરો બાળ્યો, સુપરો બાળ્યો, તોએ ચઢી ન એક હાંડી ક૦ધ૦૫
તીન પાવકી સાત બનાઇ, સાત પાવકી એક,
પરણ્યો ડાકી સાત ખા ગયો, હું સુકલડી એક રે. ક૦ધ૦૬

ગગા નાઇ ગોમતી નાઇ, વચમા આ ગઇ ઘાટી,
ઘેર આવીને જોઇશુ તો, હજૂએ ન મૂઓ માટી કo ધન૦૭
નાઈ ધોઇ વેશ બનાવે, તિલક કરે બે ચાગ,
સૂર્ય સામી કરે વિનતી, કહી મરે ભરતાર કo ધન૦૮
કહે આનદ ઘન સુણો હે સાધુ, એ પદ હે નિરવાણી,
એ પદકી જો નિદા કરે તો, નરક તણી નિશાની રે કo ધન૦૯

## પજુસણની સજ્ઝાય

આજ મ્હારે મન વસ્યા રે, ભવિજન પર્વ પજુસણ મોટા,
હોળી બળેવ, નોરતા જાણો, એ સર્વ છે ખોટા આજ૦૧
ચોથ, છઠ, અઠ્ઠમ, અઠ્ઠાઈ, માસખમણ પણ કરીએ,
દેવગુરૂ આણા મન ધરીએ, તો ભવસાગર તરીએ આજ૦૨
અઠ્ઠાઇ ધરનો પોસહ કીજે, ગુરૂ વાણી રસ પીજે,
કલ્પ ઘરે પધરાવો ભક્તે, ભાવે મન ઉલસીજે આજ૦૩
કુવર ગયવર ખધ ચઢાવો, ઢોલ નિશાન વજડાવો,
કલ્પસૂત્ર ગુરૂપાસે રાખી, પૂજા ભાવના ભાવો આજ૦૪
તેલાધર દિન ત્રણ જાણી, કાઠીઆ તેર ને વારો,
સવત્સરી દિન બારસા સુણીને, ક્રોધ કસાયને મારો આજ૦૫
મન વચન કાયાએ કીધા, પાપ કરમ બહુ કૂડા,
મિચ્છામિ દુક્કડ દેઇ કરીને, પરિક્કમણા કરો રૂડા આજ૦૬
સગળ ચિત્તે આણા પ્રભુજીની, જે નરનારી ધરશે,
કહે લઘુ બાળક નીતિવિજયનો, તે શીવલીલા વરશે આજ૦૭

## મરવા ટાણાની સજ્ઝાય.

કારે સુણો સાહેલી કહુ એક હૃદયની વાત જરૂર જીવને,
મરવુ પડશે સાથે ન લીધુ ભાતુ, મરવા ટાણે રે માગધી,
કેમ મરાશે કેમ ગરાશે શી ગતિ થાશે, વિપત્તિ કેમ વેઠાશે મરના૦૧

સાસુને સંતાપ્યાંરે, નણદીને કાંઇ ન આપ્યું;
હાથમાંથી કરવત લેઇને રે, મુળ પોતાનું કાપ્યું. મરવા૦૨
બે બાળકડાં રે મારે છે લાડકડાં, અંત સમયે અળગાં;
રહેશે પોતાનાં કેમ કહેવાશે. મરવા૦૩
ભચોંને ભાદરોરે આ ઘર કોને સોંપાશે ?
મરવાની તો ઢીલજ નથી રે, આ ઘર કોને સોંપાશે મરવા૦૪
પરાધીન થઇને રે, પથારીમાં પડશો;
હતું ત્યારે હાથે ન દીધું, હવે શી ગતિ થાશે. મરવા૦૪
શ્વાસ ચઢશે રે, અગ્નિના ભડકા બળશે;
ઝાઝા જોરનીરે જવાળા ચઢશે; ડચકાં કેમ ખવાશે. મરવા૦૫
સમયસુંદર કહે રે, સહુ સમજી રે રહેજો;
સમજ્યો તેતો સ્વર્ગે પહોંચ્યો, ગાફલ ગોથાં ખાશે. મરવા૦૬

## મોક્ષ નગરની સજઝાય

મોક્ષ નગર મારૂં સાસરૂં, અવિચળ સદા સુખવાસરે.
આપણે જીનવર ભેટવા, કરવા લીલ વિલાસ રે. મોક્ષ૦૧
જ્ઞાન દર્શન આણે આવીયા, કરી કરી ભક્તિ અપારરે;
શીયળ શણગાર પહેરો પદમણી, ઉઠો ઉઠો જીન સમરો સાર રે. મોક્ષ૦૨
વિવેક સુવર્ણ તિલક તપ તપે, સાચો સાચો વચન તંબોળરે;
સમકિત કાજળ નેણ ભર્યાં, જીવદયા કુમકુમ ઘોળ રે, મોક્ષ૦૩
સમકિત વાટ સોહામણી, સંયમવેલુ જોતરાવોરે;
તપ જપ બળદિયા જોતર્યા, ભાવના ભાવો રસાળોરે. મોક્ષ૦૪
કાળ સુખ સાસરૂં પરિહરો, ચેતો ચેતો ચતુર સુજાણ રે;
સમયસુંદર મુનિ એમ ભણે, ત્યાં છે મુક્તિનો વાસરે. મોક્ષ૦૫

## દીવાની સજ્ઝાય

દીવામા તો દીવેલ ખુટ્યુ, હવે નથી વાટ,
મનમા મસ્તાન હીડે, છોગા મેલ્યા ચાર
મુરખ મનમા વિચાર ૧
માથા ઉપર મરણુ ભમે, કોપી રહ્યો કાળ,
ઓચિંતાની આવી પડશે, જમ કેરી ધાડ મુરખ૦૨
ઉચા મદિર માળીઆ, ગોખોના નહી પાર,
પડે જાશે પડી રહેશે, કાઢશે ઘરની બહાર, મુરખ૦૩
લીલા વાસની પાલખી, નાળીએળ જોઇએ ચાર,
મુજની દોરીએ તાણી બાધશે, ઉચકનાર ચાર, મુરખ૦૪
વન કેરી કાઠી, છાતી ઉપર ભાર,
સુદર વરણી કાયા બળે, ઉડી જાશે રાખ મુરખ૦૫
સગુ વહાલુ સવારથીયું, કરે કાગારોળ,
ઝાપા સુધી વળાવીને, ઝટ પાછુ વળે મુરખ૦૬
જે સભાળે અરિહત, તેને ઉતારે ભવપાર,
લબ્ધિવિજય ગુણ ગાવે, કરો ધર્મના કામ મુરખ૦૭

## નિદ્રાની સજ્ઝાય

અરસફરસ ફળફુલડારે બાઇ, વીચે વીચે હરી રે ખજુર,
ઘેર બેઠા કઇ કરો રે બાઇ, દ્યો સમકિતની નાવ,
નિદ્રા તુને વેચશુ બાઇ, જો કોઇ ગ્રાહક હોય
પ્રોહ ભાટી પગરો હુવો રે બાઇ, સુતા આવે રે નીદ,
મુનિવર આવી પાછા વળ્યા રે બાઇ, નહિ દર્શનનો જોગ નીદ્રા૦૧
વ્રત નહિ નહિ આખડી રે બાઇ, નવ સમર્યો નવકાર,
સુના ઘરના પાહુણારે બાઇ, સુ આવ્યા જયુ જાય નીદ્રા૦૨

તેજી છુટયા રે શહેરમાં રે બાઇ, કીશીપે પડયો રે પોકાર
દરવાજા જડીયા થકાંરે બાઈ નીકલ ગયોરે અસ્વાર. નીદ્રા૦૩
ઉગ્યા શો તે આથમશેરે બાઇ, ફુલ્યા સો તે કરમાય;
આવ્યા સો તે જાયશે રે, શોચ કરે બલાય. નીદ્રા૦૪
જે ઘેર નોબત વાગતી રે બાઈ જે ઘરેરે નિશાણ;
તે મંદીર સુના પડયારે બાઈ ચું'ટણ લાગ્યા કાગ. નીદ્રા૦૫
શેર શેર સોનું પહેરતી રે બાઇ, શું મોતીડે તપેરે નીલાડ;
કોઈ એક વેળા વહિ ગયા રે બાઇ, ઘરઘરની પાણીયાર.નીદ્રા૦૬
દાન શીયળ તપ ભાવના રે બાઇ, શીવપુર મારગ ચાર;
કર્મ ખપાવી મુગતે ગયા રે બાઇ ત્યાં વર્ત્યો જયજયકાર–નીદ્રા૦૭
રાજવિજય રંગે ભણે રે બાઇ, જેને લીધો શિવપુર વાસ;
રાજઋદ્ધિ સુખ સંપદારે બાઇ જેને જીત્યા જયકાર. નીદ્રા૦૮

## સુલસાની સજઝાય

ધનધન સુલસા સાચી શ્રાવિકાજી, જેને નિશ્ચય ધર્મનું ધ્યાનરે;
સમકીતધારી નારી જે સતી રે, જેને વીર દીયે બહુ માનરે.
ધનધન૦૧
એક દીન અંબડ તાપસપતિ, બોધવાજી જંપે એહશું વીર જીનેશરે
નયરી રાજગ્રહી સુલસા ભણીજી,
કહેજો અમારો ધર્મ સંદેશરે–ધનધન૦૨
સાંભળી અંબડ મનમાં ચિંતવેજી, ધર્મલાભ યીશોજી વચણરે,
એહવું કહાવે જીનવર જે ભણીજી,
કેવું રૂડું દ્દઢ તસ સમકિત રયણ રે–ધનધન૦૩
અબડ તાપસ પરીક્ષા કારણેજી, આવ્યો રાજગ્રહીને બારરે;
પહેલું બ્રહ્મારૂપ વિકુરવ્યું. વૈક્રિય શક્તિ તણે અનુસાર રે.
ધનધન૦૪

પહેલી પોળે પ્રગટચો પેખીનેજી, ચૌમુખ બ્રહ્મા વદન કોડ રે,
સઘળી રાજપ્રજા સુલસા વિનાજી, તેહને આવી નમે કરજોડ
ધનધન૦૫
બીજે દીન દક્ષિણ પોળે જઈજી, ધરીયો કૃષ્ણ તણો અવતાર રે,
આવ્યા પુરજન તીહા સઘળા મળીજી,
ન આવી સુલસા મમક્તિધાર-ધનધન૦૬
ત્રીજે દીન પશ્ચિમ બારણેજી, ધર્યું ઈશ્વરરૂપ મહ તરે,
તીમહીજ ચોથે થઇ પચવીશમોજી, સમવસર્યા અરીહ ત રે
ધનધન૦૭
તો પણ ના આવી સુલસા વાદવાજી, તેહનો જાણી સમકિતસાચરે
અ બડ સુલસાને પ્રણમી કરીજી, કરજોડી કહે એહવી વાચરે ધન૦૮
ધન્ય તુ મમક્તિધારી શિરોમણિજી, ધન્ય તુ સમકિતવિશવાવિશરે
એમ પ્રશ મી કહે સુલસાભણીજી, જીનજીએ-
કહી છે ધર્મ આશિષ રે-ધનધન૦૯
નિશ્ચળ સમકિત દેખી મતીતણુ જી, તે પણ હુવો દઢ મનમાયરે
એણીપરે શાન્તિવિમળ કવિ રાયનો બુધ કલ્યાણવિમળ
ગુણ ગાય ર-ધનધન૦૧૦

## સ્થુલીભદ્રની સજઝય

લાછલદે માત મલાર, બહુ ગુણ રયણ ભ ડાર,
આજ હો ભોગી રે, રમે રગભેર રૂડી નારીશુ રે ૧
ભર જોબન વનમાહી, માતા મયગય જ્યાહી,
આજ હો ઝીલી રે સરોવર ડોપ્યા કેવડેજી ૨
અહો નીશ કરેરે ટકોર, કોપ્યા શુ રગરોળ,
આજ હો ખેલે રે કલ્લોલે મોહન માળીએજી ૩

સ્થુલીભદ્ર શું બહુ નેહ, એક જીવને દોય દેહ;
આજ હો, જાતી ન જાણી રે રમતાં રાતડીજી. ૪
ઈણે અવસર નીજ તાત, મરણતણી સુણી વાત;
આજ હો એવું રે જાણીને સંયમ આદર્યો જી. ૫
વિચરે દેશવિદેશ કોષ્યા લહીરે આદેશ;
આજ હો ઝૂરે રે વાલમ વિના વિરહણી એકલીજી ૬
કોણ દેશે અંઘોળ, કોણ પીરશસે ઘૃતગોળ;
આજ હો વાઘેરે કેશરિયે કસ કોણ બાંધશેજી. ૭
જે વીણ ઘડીયે ન જાય, ક્ષણભર સાંસો થાય;
આજ હો વાલારે વિછોયા કહો કોણ મેળવેજી. ૮
એમ જપતાં બહુ માસ, સ્થુલભદ્ર ચતુર ચોમાસ;
આજ હો આવ્યા રે સ્થુલિભદ્ર કોષ્યા આંગણેજી ૯
હર્ષ હુવો તેણે દીશ, તે જાણે જગદીશ;
આજ હો નયણે રંગીલે કોષ્યા પાગે પડજી. ૧૦
ખટરસ સરસ અહાર, પડિલાભે તેણી વાર;
આજ હો કોષ્યારે હરખે નવનવા સ્નેહથીજી. ૧૧
પહેરી સોળ શણગાર, ચતુર છેલભલી નાર;
આજ હો બોલે રે અમીરસ વયણ સોહામણાં જી. ૧૨
તે આગળ શી રંભ, દેખી રૂપ અચંભ;
આજ હો સ્થંભ્યા રે સુર સરીખા દેવતાજી. ૧૩
નવી ભેદ્યા મુની સીંહ, શીલવંત માંહે લીહ;
આજ હો ચોરાશી ચોવીશી નામ લખાવીયોજી. ૧૪
સ્થુલિભદ્ર મુનિ નિર્દોષ, જેણે પ્રતિબોધી કોષ;
આજ હો દીધીરે સનેહે સમકિત સુખડીજી. ૧૫

એ સ્થુલિભદ્ર ચરિત્ર, જપતા જન્મ પવિત્ર,
આજ હો પામ્યા રે લબ્ધિ લીલા લક્ષ્મી ઘણીજી ૧૬

## કર્મ ગતિની સજ્ઝાય

કર્મ ગતિ અતિ ન્યારી રે, ચલી ન શકે મતિ મારી રે
કર્મગતી અતી ન્યારી જીયગ્વા૦
કોઇ દિન ભોગી, કોઇ દીન જોગી, કોઇ દીન હાલ ભીખારી રે, જીયગ્વા૦
હરિચંદ્ર સતવાદીઓ રાજા, વેચી તારા નારી રે જીયરવા૦
પુત્રો વેચાયા કર્મકી લીલા, નીચ ઘર ભરીના પાણી રે, જીયરવા૦
પાડવ પાચે મહાબળ, દ્રોપદી નારી હારી રે જીયગ્વા૦
બાર વર્ષ વનદુ ખ ખમીયા, ભમીયા જેમ ભીખારી રે જીયગ્વા૦
સીતા સતી બહુ સુકુમારી, રાવણ ગયો તને હરી રે જીયગ્વા૦
રાવણરાજા બહુ અભિમાની, લક્ષ્મણે નાખ્યો તેણે મારી રે જીયગ્વા૦
સમકિત ધારી શ્રેણિકરાજા, પુત્રે કીધી ખુવારી રે જીયગ્વા૦
બળદેવ ગણુમા રોઝાયો, નરકે ગયા રે મોરારી રે જીયરવા૦
જે જન જગમા કર્મ ન કરશે, તે પામશે ગતી સારી રે જીયરવા૦
આત્મ લક્ષ્મી વલ્લભ પાવે, તીલક લહે ભવ પારી રે જીયરવા૦

## ગુમાન ન કરવાની સજ્ઝાય

વૃથા કરે ગુમાન, મનવા વૃથા કરે ગુમાન,
ઇન્દ્ર ચદ્ર ચક્રી મહારાજા, મળ્યા માટીમા જાણ,
આગમા ખાખ થાશે તુજ કાયા, જશે એકલડો જાન મનવા૦૧
કુડકપટ કરી છેતરી ગાળી, મિથ્યા કરે અભિમાન,
કાળ રાજાની ફાળ જ્યા પડશે, બનીશ તુ બેભાન મનવા૦૨

ચંચળ લક્ષ્મી ચંચળ આયુ, જાય પલકમાં પ્રાણ;
લટપટ ખટપટ સઘળી ત્યાગી, ભજી લેને ભગવાન મનવા૦૩
વિષય વિલાસના પાપમાં પડીઓ, ભૂલી ગયો તું ભાન;
નરક નિગોદે રૂલી રઝળી, પામ્યો દુઃખ અમાન. મનવા૦૪
લક્ષ ચોરાશી યોનિ ભટકયો, ભટકયો તું ભવરાન;
મહાપુન્યે માનવભવ લાધ્યો, સમજ સમજ હેવાન. મનવા૦૫
પ્રિયતમ પુત્રો પ્રિયતમ નારી, સ્વારથનાં સહુ જાણ;
એકલો આવ્યો એકલો જાશે, તારૂં તું કોઈ ન માન. મનવા૦૬
હાટ હવેલી માણેક મોતી, ક્ષણમાં વિનાશી જાણ;
લાડી વાડી ને ગાડીની મોજો, મૂકી જવું છે શમશાન મનવા૦૭
દાન શીયળ તપ ભાવના ભાવો, ગાવો જીન ગુણ ગાન;
અમી સમી જીનવાણી જાણી; કરો ઘુટ ઘુટ પાન. મનવા૦૮
ફક્કડ થઈને અક્કડ ફરતો, કરતો ન કોડી દાન;
ચોરી જારી ને પરનીંદા, રહ્યો સદા મસ્તાન. મનવા૦૯
આશા મોટી મોટી બાંધે, ચાહે દેવ વિમાન;
કર્મરાજા જો ક્રોધે ચઢશે, કરી દેશે હેરાન. મનવા૦૧૦
વિતરાગનું શાસન પામ્યો, જ્ઞાનમાં બન ગુલતાન;
આત્મધ્યાનમાં મસ્ત બનેથી, શિવપુરીમાં પ્રયાણ મનવા૦૧૧
અનંત ચતુષ્ટયી કેરો ખજાનો, તેને તું લેજે પીછાણ;
અધ્યાત્મ નયોને ખોલીને, પ્રગટે આત્મ નિધાન મનવા૦૧૨
મૈત્રી પ્રમોદ માધ્યસ્થ કરૂણા, દીલમાં લેજો ઠાણ;
વિકસે લબ્ધિ લક્ષમણશ્રી, પ્રસરે કીર્તિ જહાન. મનવા૦૧૩

## વૈરાગી મુનિની સજ્ઝાય

મુનિ અરણીક ચાલ્યા ગોચરી, વનનારે વાસી;
એનું રવિ પરે તપેરે લલાટ, મુનિવર વૈરાગી. ૧

દયાળુ દેવ દયા ક્યારે વરસાવશો,
વિનતિ સ્વીકારી ઘેર ક્યારે પધારશો,
હે હે દર્શન દેઈને દાસ ક્યારે રીઝવશો હે માગ તે ૧

સાખી–સામે આવ્યો વાનળા, ધરી દીલમા આશ,
ગઢ ઊપર ગીરવા પ્રભુ, વિજય મળે શિવવાસ
જાગ્યા ઉમગ ઊર વાગ્યા અનત સુર,
પામ્યા દર્શન પ્રભુજીના, હે મારે મદિરીએ ૨

(૨)

(લાખ લાખ દીવડાના આરતી ઉતારજો—એ રાગ)

ક્રોડ ક્રોડ વદનાથી વીરને વધાવજો,
વીર જન્મ સુદર સોહાય, આજે છે અવસર આનદનો ૧
અતરના ભક્તિથી જ્યોતિ જગાવજો,
વીર વીર રગ રગાય, અગઅગ રગ રગાય આજે૦ ૨
નાચો નાચો મહાવીર ગુણગાનમા, આપો વધામણા શ્રદ્ધાના તાનમા,
મુક્તિની મુખડી ચખાય આજે છે અવસર આનદનો ૩
નેમી લાવણ્ય દક્ષ શિષ્ય માનજો, ધન્ય ચૈત્ર સુદ તેરશ દીનનો,
અણમોલા લેવાય, આજ કર્મોના મેલો ધોવાય આજે છે૦ ૪

(૩)

દીલડુ આજે બન્યુ અધિર, પ્રભુજીની મૂર્તિ નીહાળવા,
મારે જવુ છે મુક્તિને તીર, ભવોભવના બધનને તોડવા
આવ્યો ઉમગ થકી આપ તણા દરબારમા,
રેજો શ ખેદના અમાની સદાયમા
ભૂલુ નહી નામ તારૂ દાન અને દીન, પાર્શ્વની મૂર્તિ નિહાળવા

રાગ અને દ્વેષ થકી દુર અમને રાખજો;
હરીની વિનતડી આટલી સ્વીકારજો.
તારૂં ધ્યાન ધરૂં નીશ દીન. પાર્શ્વનિ૦
વામાનાનંદ મારા નયનના તાર છે;
આપ પ્રભુજી ગરીબ નિવાજ છો.
સેવકને કરશો નીરાશ ન લગીર. પાર્શ્વનિ૦

(૪)

(રાગ–હંસા માનસના વસનાર)

**સાખી**

માનવ આ સંસારમાં, પુદ્‌ગલ સુખના ખેલ;
પણ સંયમ લીધા વિના, ભવ તરવો મુશ્કેલ.
સંયમ કેરી પ્રીતડી, કીધી એ પલવાર;
કાપે ભવની પાંખડી, ઉદ્ધારે સંસાર, પ્રણી ઊતરવા ભવ પાર;
ભાવે વીર પ્રભુ ભજીએ,
સાચો જીવનનો એ સાર, સમજી અંતરથી ભજીએ. પ્રાણી૦૧
કર્ણોમાં ખીલડા; ઝીલ્યાં એ પુલડાં,
સમજી સમતારસ સુખકાર; આત્મ ઊંચ ગતિ વારીએ. પ્રાણી૦૨
ચંડકૌશીકી ભુઝવી બોલ્યા, જ્ઞાનીએ અંતરપટ ખોલ્યા;
ત્યાગી ક્રોધ વિકાર, પ્રભુજી પૂજી ભવ તરીએ;
ત્યાગી કલેશ વિકાર, વાલા વીર પ્રભુ ભજીએ. પ્રાણી૦ ૩
મોંઘો માનવનો અવતાર, સમજી અંતરથી ભજીએ. પ્રાણી૦૪

(૫)

## મહાવીર સ્વામીનું હાલરડું.

પ્રીતિને પ્રેમથી ઝુલાવે, ઝુલોને કુંવર પારણીએ;
વીરને પ્રેમથી પોઢાડે, ઝુલોને કુંવર પારણીએ;

હૈયાના હેતે હુલરાવે, ઝુલોને કુંવર પારણીએ
સોનાના પારણા ને રેશમની દોરી, ઝુલાવે વીરને તિસલા ગોરી,
હાલો હાલો કહી હુલરાવે, ઝુલોને૦૧

ઇંદ્ર ઇંદ્રાણી દર્શન આવે, વંદીને મધુર ગીત સુણાવે
પ્રભુને ફુલડે વધાવે, ઝુલોને૦૨

પુત્ર એ માહરા ધીરજ ધરજે, અહિંસા ધર્મનું પાલન કરજે,
માતાના મનોગ્ય ભાવે ઝુલોને૦૩

પામો અવિચલ રાજ તમારૂ, અલક્ષ શુ લક્ષ્મિ જીવન અમારૂ,
સિદ્ધારથ સ્નેહે ઓવારે, ઝુલોને૦૪

(૬)

અલલ હાલ વાલ રે મહાવીર પારણીયામા પોઢ્યા,
ઝુમકી ગાલ વાલ રે મહાવીર પારણીઆમા પોઢ્યા
મણીમય ડાંડીને મોરવાયા, જગજગ હીરા ઝલકે
પારણીયુ છે મોર ફુલેલુ, રત્ને ચુનિયુ ઝલકે અલ૦૧
આંઝા કસણનુ ઘોડીયુ ને, દોર વિજળી વરણી
ચારે છેડે નંદન મણી ટાંકયા, વચ્ચે સુરજની દોરણી .અલલ
સોનાની સાંકળીએ સુંદર, વાલા રેશમની છે દોરી
સિદ્ધારથનો નંદન ઝુલે ત્યારે ત્રિશલા ગાવે ગોરી અલલ
મોર ચકલીઓ ને પુતળીઓ, ઝુમખડે મુકાવી
રંગીલાને રમવા સારૂ, મરખી દોરી બાંધી અલલ
મોતીના ઝુમખડા જલકે, ઘણુઘણ ઘુઘરા ધમકે
પટ લઈ ત્રિશલા વજડાવે, જોઇ જોઇને કુળ હરખે અલલ
ક્ષીર સાગરના બાલોનીઆને, દુધ પોતે દીધા
મહાવીર પારણીએ પોઢયા કારજ સઘળા સિધ્યા અલલ

પારણીયું છે હરખ ભરેલું, ગુણવંતી જે ગાશે;
**હીરવિજય** શિષ્ય કહે ત્યારે, પારણીયુ મહાવીરનું ગાજે
અલલ હાલ વાલ રે મહાવીર પારણીયામાં પોઢો.

## (૭) મહાવીર પાસે પ્રાર્થના.

(મથુરામાં ખેલ ખેલી આવ્યા–રાગ)

વીર એક તારો આધાર ભવમાં ભૂલા પડ્યા રે
જીવન પંથનો સાચો ન સંગી લુટનારા છે હજાર...ભવમાં૦
અંધારી છે રાતડી વસમી છે વાટડી, સર્વત્ર છે અંધકાર .. ભવમાં૦
રેતીના રણને જંગલ અડીયો, વાઘ વરૂઓ અપાર....ભવમાં૦
વૈભવ વિલાસમાં પડયા મોહ પાસમાં,સમજ્યા ન સાર અસાર ભવમાં૦
અજ્ઞાની સંગમાં રહ્યા ઉમંગમાં, એણે ગયો અવતાર....ભવમાં૦
વચને વિલાસ છે એક તારી આશ છે, શિવપુર પંથ દેખાડ
ભવમાં ભુલા પડયા રે.

## (૮) આત્મચિન્તવન.

( છોડ ગયે બાલમ—રાગ )

શું કરે વિચાર તારે આજ જવું કે કાલ,
છોડી દે ઘરબાર તારે આજ જવું કે કાલ
જગ વ્યવહારે મસ્ત બનીને, ભુલી ગયો ભગવાન
જન્મ દીધેલા માત પિતાનું, તું કરે અપમાન
ભાઇ તું રાખ પ્રભુનો પ્યાર....તારે૦૧
જગથી છાનાં કૃત્યો કરીને, ઓ પારે અથડાય
અંત ઘડીએ જમ આવીને, પ્રાણ લેઇ જાય
ભાઇ તું છેક બની લાચાર....તારે૦૨

જગ આવક ભવભય હરનાર, મુરલીવાલે મુખવર,
કપટ તજીને ભજન ભજીને, નૈયા પાર ઉતાર
ભાઈ તુ માની લે આભાર તારે૦ ૩
પકડી લેનો પથ નિહાળી, એમા છે ઉદ્ધાર,
બાલક તારે સંકટ સમયે એક જ છે આધાર
ભાઈ તુ કરજે પોકાર, તારે આજ જવુ કે કાલ

(૯) ગરબો

સોહે આજ આ મંદિર, અમારે મંદિરીએ આવો,
દીપે આજ આ મંદિર અમારે મંદિરીએ આવો
સ્વર્ગ સદનના જેવુ કે મંદિર દીપે તેવુ,
રૂડુ મંદિરીયુ સોહાય અમારે૦ ૧
પૂજાઓ ભણાય છે ને આગીઓ રચાય છે,
રૂડી ભાવનાઓ થાય અમારે૦ ૨
ઉર ઉમળકો આવે કે દર્શન કરીએ ભાવે,
મારી આખલડી ધરાય અમારે૦ ૩
દાંડીયા લેવાય છે, મંજરી વગડાય છે,
રૂડી તાલીયો પડાય અમારે૦ ૪
સખી સાહેલી આવે કે, પ્રભુના ગુણ ગાવે,
ત્યાતો કર્મોનો ભૂકો થાય, અમારે મંદિરીયે આવો

(૧૦) દુહો

છોડ ગયે બાલમ–રાગ

પોકાર કરે રાજુલ, મુજ હાથ એકલી છોડ ગયા,
તોડ ગયે પ્રીતમ, મોરી આશકા તાર તોડ ચલે,
છોડ ગયા તોરણ, મોગ નેમજી રાજુલ છોડ ગયે
નેમ સંગ મુજ છોડકે ચલીયા, મૈ કીસે મીન જાવુ

આંસુ બુંદ તીર આયે અખીયાં, પહાડ ગીરીપર જાવું. સુજ૦ ૧
નેમ વિરહ રાજુલ નવિ જાણે, નેમ ધ્યાન મન આણ્યું;
નેમ સ્મૃતિ મનડામેં આવે નેમ પ્રભુ કે ધ્યાને. સુજ૦ ૨
નેમજી જાનમેં ત્યાગ બસાહૈ, ચલે ગયે ગીરનાર. સુજ૦ ૩
નેમકે હાથે સંયમ લેકર, રાજુલ હો ગયે પાર. સુજ૦ ૪

## (૧૧) ચંદનબાળાનું સ્તવન

પૂર્વ મહા સતીઓ થકી, ઉજ્વળ છે ઈતિહાસ;
ચંદનબાલા સાધવી ચંદન સમ સુવાસ.
રાજ કુમારી એ હતી, વૈભવનો નહી પાર;
તોએ આ સંસારનો, મોહ હતો નહી લગાર.
કર્મ બલે બહુ દુઃખ સહ્યાં, પલટી ગઈ ઘટમાળ;
બાકુળા વ્હોરાવવા, બેઠી ઊમરા માંહ.

**સાખી**–આવો આવો દેવ મારા, સુના સુના દ્વાર, મારાં આંગણા સુના.
રોતી ચંદનબાળા બોલે વિનવે છે આજ, મારા આંગણાં સુના.
પગમાં બેડી માથે મૂંડી; આખે આંસુ ધાર,
ઉપવાસી ત્રણ ત્રણ દીનની, મુખથી ગણતી નવકાર, મારાં આંગણાં૦
બકુલાના ભોજન મળીઆ, પણ નહીં મનડું માને;
કોઈ અતિથીને ભોજન દઇને, પછી ખાવું મારે. મારા૦
કોસંબી નગરીની માહે, યોગી એક વિચરતો;
પાંચ માસ ને પચીસ દીનથી, ભિક્ષા કાજે ફરતો. મારા૦
દ્વાર દ્વારથીએ, ભીક્ષા વિણ શીદને પાછો ફરતો;
કોણ હશે એ મહા તપસ્વી, આવો નિશ્ચય કરતાં. મારા૦
બાળા ભોજન દેછે ત્યાં તો, યોગી પાછા વળીયા;
એ પ્રભુ શું ઓછું આવ્યું, દડદડ આંસુ પડીયા. મારા૦

આસુડા આવ્યા કે, તરત બાકુલા વ્હોર્યાં,
તેજ ક્ષણે ચમકાર થયો ને, તૂટી પગની બેડી
માથે સુંદર વાળ થયાને, વરશી સુખની હેલી  મારા૦
આવો આવો વીર, મ્હાવીર સ્વામિ આવો આજ,  માગ૦
આવો આવો વીર, હું છુ પ્યારની અધીરી  મારા૦

(૧૨)

પ્રભુ કર્મ લાગ્યા છે મારા કેડલે,
ઘડીએ ઝડીએ આતમરામ મુઝાય રે  પ્રભુ૦ ૧
જ્ઞાનાવરણીએ જ્ઞાન રોકીયુ,
દર્શનવણીએ કર્યો દર્શનઘાત રે  પ્રભુ૦ ૨
વેદની કર્મે વેદના મોકલી
મોહનીય કર્મે ખવરાવ્યો છે માર રે  પ્રભુ૦ ૩
આયુષ કર્મ તાણી બાંધીયુ,
નામ કર્મે નચાવ્યો છે નાચ રે  પ્રભુ૦ ૪
ગોત્રકર્મે બહુ રખડાવીઓ,
અતરાય કર્મે તો વાવ્યો છે આડો આક રે  પ્રભુ૦ ૫
આઠ કર્મને જે વશ કરે,
તેને ઘેર હોજો મંગળમાળ રે  પ્રભુ૦ ૬
આઠ કર્મને જે જીતશે,
તેનો હોશે મુક્તિપુરીમા વાસ જો  પ્રભુ૦ ૭
હીરવિજય પ્રભુ હીરલો, પંડિત રત્ન વિજય ગુણ ગાય રે
પ્રભુજી કર્મ લાગ્યા છે મારે કેડલે

(૧૩)

જાઉં જરૂર મરી જીવડાને, તારે જાઉં જરૂર મરી,
અનંત કાળથી ભવમા ભટક્યા, પુન્યે નર દેહ ધરી જીવડા૦

મળમૂત્રમાં ઉંધે શિરે લટક્યો, જ્યું વડે વાગુળી. જીવડા૦ ૧
ગર્ભાવાસની અંદર તુજને, વેદના અનંત ધરી જીવડા;
જન્મ ટાણે મહા કષ્ઠ સહ્યાં, તેનો જાણે એક કરી જીવડા૦ ૨
સંસારનો જ્યાં વાયુ વાયો તબ, વેદના ગયો વીસરી;
પયપાન માતાનું કરીને, જોબન વય ધરી જીવડા રૂઢે જીવડા૦ ૩
કામિની સાથે પ્રેમ કરીને, કર્મ બંધનો કરી જીવડા;
માતપિતાથી જુદા પડીને વસ્તુ ઘરમાં ભરી. જીવડા૦ ૪
છોરૂ પ્રિયાની ટાપટીપમાં, કરતો પળપળ ધરી જીવડા;
સદ્ગુરુથી નિત્ય દૂરે ફરતો, જ્યું સાધુ સંતથી ડરી. જીવડા૦ ૫
ગયું જોબનને આવ્યું બુઢાપણું, શરીર થયું જરજરી જીવડા;
દેવ આંખોની ઝાંખી થઇ વળી, ઉજડ કરણપુરી જીવડા૦ ૬
વૃદ્ધ પણામાં કુટુંબ કળીલે, ચાકરી નવ કરી જીવડા;
અંતકાળે જિનનામ ન લીધું, મારૂં મારૂં કરી. જીવડા૦ ૭
ઉંબર ડુંગર પાદર પરદેશ, ગૌરી ગંગા સરી જીવડા;
રૂષ્ટ પુષ્ટ કાયા ધરીને, નબળાઇ દેહે ધરી. જીવડા૦ ૮
મરતી વખતે બુરે હવાલે, જીવ જાશે નિસરી જીવડા૦
જન્મ મરણની વેદના સુણતાં, હૈડું જાય થરથરી જીવડા૦ ૯
વીતરાગનું નામ વિસારી, દુરગતિ હાથ ધરી જીવડા૦
નરક નિગોદમાં કારાગૃહમાં, બેસીશ કેમ તું ઠરી જીવડા૦ ૧૦
પ્રભુ દર્શન છોડેથી પામ્યો, લાખ ચોરાશી ફરી જીવડા૦
વીર મુનિ કહે ધર્મ કરો તો, સંસાર જાઓ તરી જીવડા૦ ૧૧

(૧૪)

વીરના જીવનનો પુન્ય રસ ગરબો,
ગાવો સહુ નર નાર (૨) ગરબો ગુણ ભરીયો.
હે...આતમની જ્યોતના પ્રગટ્યા છે દીવડા,
સમકિતની રસધાર (૨) ગરબો૦ ૧

ક્રોધ માન માયાદિ લોભને એ જીતનો,
 ગરબો ઘૂમતો જાય (૨) ગરબો૦ ૨
ઘટઘટમા ગરબાનો દીપક પ્રગટાવો,
 નવલખ કીરણુ ધાર (૨) ગરબો૦ ૩
હો હે ઘૂમી ઘૂમીને ગયો શિવપુર મારગ,
 પરમપદ મઝધાર (૨) ગરબો૦ ૪
લાખ લાખ ઉપસર્ગે કર્મો ખપાવતા,
 અક્ષય સુખ અવિકાર, પામે ભવિ નરનાર (૨) ગરબો૦ ૫

## મલ્લીનાથનુ સ્તવન

મન મોહન મલ્લીનાથ, સુણો મુજ વિનતિ,
હુ નો ડૂબ્યો ભવોદધિ માહી, પીરાયો કર્મે અતિ મલ્લી૦ ૧
જ્યા ત્યા અધર્મ કેરા કામ, તેમા ઘણુ હરખીઓ,
ધર્મકાજમા ન દીધુ ધ્યાન, મારગ નવિ પરખીઓ મલ્લી૦ ૨
દુર્ગુણે ભર્યો રે હુ બાળ, સુગુણ ગુણ નવિ રમ્યો,
મોહે માર્યો સદા કાળ, હર્ષના ફદે ફર્યો મલ્લી૦ ૩
શલ્ય કરીને ઘણુ દગાબાજ, દ્રવ્યમે મચીયું
જૂઠુ લવી વાચ, લોકોના મન હર્યા મલ્લી૦ ૪
પતિત પામર રડ જે જીવ, તેને છેતર્યા બહુ,
પાપે કરી ભરાય પિંડ, કથા કેટલી કહુ મલ્લી૦ ૫
પ્રભુ તાહરો ધર્મ લગાર, મે તો નવિ જાણીયો,
મે તો ઉત્થાપી તુમ આણ, પાપે ભર્યો પ્રાણીઓ મલ્લી૦ ૬
શુદ્ધ સમકિત તાહરૂ જેહ, તે મનથી ભાવિયું,
શકા કખા, વિતિ ગિચ્છા માહી, પાખડે પડાવીયું મલ્લી૦ ૭
તકશીરો ઘણી જગનાથ, તે મુખે નવિ ગણુ,
સહુ કરો માફ ગુના જગનાથ, કહીએ કેટલા બહુ મલ્લી૦૮

રીઝ કરીને ધણી જગનાથ, ભવપાસને તોડીએ;
શરણે રાખોને મહારાજ, પછે કેમ છોડીએ. મલ્લી૦ ૯
મલીઆ વાચક વીર સુજાણ, વિનયની આદરમાં;
જેથી ટળીઆ કર્મના ફંદ, પ્રભુજી દેદારમાં. મલ્લી૦ ૧૦

## સામાન્ય જીન સ્તવન

મેરી અરજ સુણો જીનરાજ, મેરે દિલ આય વસોરી,
સકલ સુરાસુર, નર વિદ્યાધર, આય ખડે તુમ પાય.
પ્રભુ મોરા આય ખડે તુમ પાય.
દાસ સ્વભાવ કરી જો દેખો તો, ભવોભવનાં દુઃખ જાય પ્રભુ૦
તુમ સમ કરૂણા ઠામ ન કોઇ, સ્રે ન કરો સુપસાય. પ્રભુ૦
દીન ઉદ્ધાર ધૂરધર તુમ સમ અવર ન કો કહેવાય. પ્રભુ૦
દેતાં દામ ન બેસે કાંઇ, ઉણપ કાંઇ ન થાય. પ્રભુ૦
જે જેહના તે તેહના આખર; જીહાંતીહાં ચિત્ત ન બંધાય. પ્રભુ૦
પણ કાચે એક સાચે બોલે, સુણી મનડું હરખાય. પ્રભુ૦
જ્ઞાનવિમળ પ્રભુ શું એમ વિનતિ, કરતાં પાપ પળાય. પ્રભુ૦
અનુભવ લીલા સુંદરી સ્હેજે, ધાય મીલે ગલે આય. પ્રભુ૦

## ચિંતામણી પાર્શ્વનાથ સ્તવન

શ્રી ચિંતામણી પાસજી, વાત સુણો એક મોરીરે.
મારા મનના મનોરથ પુરજો, હુંતો ભકિત ન છોડું તોરીરે
મારી ખીજમતમાં ખામી નહિ, તારે ખોટ ન કાંઇ ખજાનેરે
હવે દેવાની ઢીલ છે કેવું તેતો કહીએ છાનેરે–શ્રી ચિંતામણિ ૧
તેં પુરણ સવિ પૃથ્વી કરી ઘણું વરસી વરસી દાન રે
મારી વેળા શું એહવા, દીયો વાંછિતવાળા વાનરે–શ્રી ચિંતામણિ ૨
હું કેડ ન છોડું તાહરી; આપ્યા વિણ સુખ સ્વામિરે
મુરખ તેવો છે માનશે ચિંતામણિ કરતલ પામીરે–શ્રીચિંતામણિ ૩

મત્ત કહેશો તુજ કર્મે નથી, કર્મે છે તુ તે પામ્યો છે
મુજ સરિણા ને કય. મોટકા, કહો કઇ તુજ થોણ્યોરે—શ્રી ચિંતા૦૪
કાળ સ્વભાવ ભવિતવ્યતા, તે સઘળા તાગ દાસો રે
મુખ્ય હેતુ તુ મોક્ષનો, એ મુજને સબળ વિશ્વાસોરે શ્રીચિંતામણિ૦૫
અમે ભકતે મુક્તિને ખેચશુ, જેમ લોહને ચમક પાસાણોરે,
તુમે હેજે હમીને દેખાશો, કહેશે સેવક છે પરાણોરે શ્રીચિંતામણિ૦૬
ભકિત આરાધે ફળદિયે, પણ પાસાણેરે
વળી અધીકુ કાંઈ કહાવશો ચિંતામણિ,
હે ભદ્રક ભક્તિ જાણોરે—શ્રી ચિંતામણિ ૭
બાળક જેમ તેમ બોલતો, કરે લાડ તાતની આગેરે
તે તેહ શુ વાછિત પુરવે બની આવે સઘળુ રાગેરે—શ્રી ચિંતામણિ ૮

## મહાવીર સ્વામીનુ સ્તવન

ના રે પ્રભુ નહી માનુ, નહી માનુ અવરની આણુ ના રે
પ્રભુ નહી માનુ
માહરે તારૂ વચન પ્રમાણ, હારે પ્રભુ હુ માનુ
હરિહરાદિક દેવ અનેરા તે દીઠા જગમા રે,
ભામિની ભ્રમર ભ્રકુટીએ ભૂલ્યા, તે મુજને ન સુહાય નારે૦ ૧
કેઇક રાગી કેઇક દ્વેષી, કેઇક લોભી દેવરે,
કેઇક મદ માયાથી ભરીયા, શી કરવી તસ સેવ નારે૦ ૨
મુદ્રાપણ તેમા નવી દીસે, માહી તલ માત્ર રે,
તે દેખી દિલડુ નવી રીઝે, શી કરવી તસ વાતરે નારે૦ ૩
તુ ગતિ તુ મતિ તુ મુજ પ્રીતમ, જીવ જીવન આધારરે
રાત દિવસ સ્વપ્નાતર માહે, તુહી મારે નિરધાર નારે૦ ૪
અવગુણ સઘળા ઉવેખીને રે, સેવક કહીને બોલાવ રે,
જગબાધવ એ વિનતિ મારી, જન્મમરણ દુખ મારા ટાળ નારે૦૫
ચોવિસમા પ્રભુ ત્રિભુવન નાયક, સિદ્ધારથના નદરે,

ત્રિશલાજીના નાનડીઆ પ્રભુ, તુમ દીઠે અતિહી આનંદ નારે૦ ૬
સુમતિવિજય ગુરૂરાયનો રે, રામવિજય કરજોડ રે,
ઉપગારી અરિહંતજી મારા, ભવભવના બંધન તોડરે. નારે૦ ૭

## પદ્મપ્રભુ જિન સ્તવન

પદ્મપ્રભુ પ્રાણુથી પ્યારા, છોડાવો કર્મના ભારા;
ભમ્યો કાળચક્રના આરા, મીટયા નહિં ભવ હજુ મારા. પદ્મપ્રભુ૦ ૧
હવે તો આશરો તારો, કૃપાનાથ સ્વામિ તું મારો;
કરૂણા લાવી પ્રભુ મારા, ગતિ માઠીથી ઉગારો. પદ્મપ્રભુ૦ ૨
તમે છો સર્વ જીવ ત્રાતા, વળી શિવપંથના દાતા;
કરો છો સર્વને શાતા, વળી છો અભયદાનના દાતા. પદ્મપ્રભુ૦ ૩
ક્ષમાનિધિ દયાસાગર, મને દુઃખમાંથી ઉગારો;
આપોને ધર્મની નૌકા, ભવોદધિ પાર ઉતારો. પદ્મપ્રભુ૦ ૪
તારકતા સાંભળી તુજની, આવ્યો છું આશરે તારે;
બિરૂદ છે દુઃખભંજનનું, પ્રભુ તો ધાઓને વારે. પદ્મપ્રભુ૦ ૫
અનંતા ગુણ છે તુજમાં, તેમાંથી અંશ આપોને;
સેવક શિર હસ્ત મૂકીને, ચરણમાં આપ થાપોને. પદ્મપ્રભુ૦ ૬
પ્રભુજી આપને છોડી, બીજા દેવો નહિં રાચું;
મારે તો આપનું શરણું, બીજામાં હવે નહિં રાચું. પદ્મપ્રભુ૦ ૭
મને તો કર્મ રાજાએ, કર્યો છે કાંકણી તોલે;
બચાવો ભવોદધિમાંથી, પડ્યો છું આપને ખોળે. પદ્મપ્રભુ૦ ૮
દયાસિંધુ દયા લાવો, નોંધારાની દયા લાવો;
વા'રે માહરી પ્રભુ આવો, દુરિત પંજાથી ચૂકાવો. પદ્મપ્રભુ૦ ૯
સંકટથી દાસ છોડાવો, બચાવો દુઃખ દરીઆથી;
ઉદયનિતિ સૂરીશ્વરનો, કરીને ખેંચો ભવમાંથી. પદ્મપ્રભુ૦ ૧૦

સમાપ્ત.